भट्ट गोवर्द्धन सखाराम प्रणित.

# संसार सेतु.

એટલે

## સંસાર ઊતરવાનો પૂલ.

મધુકર ચાહે અરવિંદને લહે જીવ જો જાય,
ત્યમ ચાહે હરિને સદા જ્યોતે જ્યોત સમાય.


પ્રકાશક,

મોનજી ગોકુળદાસ, મઢીઆ.

સંવત ૧૯૬૨ સન ૧૯૦૫





અમદાવાદ

શ્રી "શારદા ભૂવન" પ્રીન્ટીંગ પ્રેસ.

॥ श्री रामचंद्रायनमः ॥

# संसार सेतु.

એટલે

## સંસાર ઊતરવાનો પૂલ.

प्रभुताको सबको चहे, प्रभुको चहे न कोई;॥
तुलसी प्रभुको जो चहे, आपे प्रभुता होय.॥
तुलसीदास.

રચનાર,
ગોવર્દ્ધન સદારામ, ભટ્ટ ડાકોરના

—:o:—

પ્રકાશક,
ભાનજી ગોકુળદાસ, મઢીઆ.

સંવત ૧૯૬૨ સન ૧૯૦૫

—:o:—

અમદાવાદ

શ્રી "શારદા ભૂવન" પ્રીન્ટીંગ પ્રેસ.

॥ श्री रामजी ॥

# संसार सेतु.

## રામ શ્રેષ્ટતા.

### દોહરા.

રામ નામ સંસારનો સેતુ જાણો સાર,
દયા ધરમને દિલ ધરે તે ઉતરે ભવપાર. ૧

### ચોપાઈ.

રામ નામ સઉનો છે સાર, રામ ઉતારે ભવની પાર;
રામ નામ અમૃત રસ જાણુ, થાય અમર જપતાં નિરવાણ. ૨
યજ્ઞ યાગ તીરથ જપ દાન, વ્રત ઉદ્યાપનને સહુ જ્ઞાન;
રામ ચરણ એતો સહુ વસ્યું, રામ થકી અધિકુ નવ કશું. ૩
રામ સકળ જગ સરજન હાર, રામ કૃપા પુરણ ભંડાર;
રામ રામ જગ વ્યાપક સહી, રામ વિના કંઇ બીજુ નહી. ૪
રામ તેજથી થાય પ્રકાશ, રામ અભય કર સર્વ ઉજાશ;
રામ રામ એ એકજ વસ્ત, કદી ન થાયે તેનો અસ્ત. ૫
સચરાચરમાં ભાસે રામ, રામ વીના નહિ ખાલી ઠામ;
એક રામ બળવંતો ઘણો, બરોબરી કો નહિ તે તણો. ૬
કોટિ બ્રહ્માંડ ઉપાદન એહ, સર્વ જગત શીર સમરથ તેહ;
દયાવંત પ્રભુ કૃપા નિદાન, ભવ તારક એ શ્રી ભગવાન ૭

### દોહરા.

એહ રામનો આશરો ગ્રહો સરવ દિન રાત,
કૃપા થતાં નિશ્ચય ટળે જન્મ મરણની ઘાત ૮

## ચોપાઈ.

ટાળે જનમ મરણુની ઘાત, નડે ન ં માયા ઉતપાતઃ
અપાર આ ભાસે સંસાર, કોઈ ન પામ્યા તેનો પાર. ૯
અકલવંતા પણુ અથડાય, લખ ચોરાશી ફેરા ખાય;
અગણ્તિ દુઃખ સંસારે સહે, પણુ તેથી અળગા નવ રહે. ૧૦
એક વખત ખાવા નહી અન્ન, વસ્ત્ર વિના ઉઘાડુ તન્ન;
રાત દિવસ ઉદ્યમ બહુ કરે, તોયે પુરૂં પેટ ન ભરે. ૧૧
બાલક અન્ન વિના અથડાય, નારી નિત્ય નિશાસા ખાય;
શુષ્ક અંગ બહુ દુખથી થયું, તોયે મન સંસારે રહ્યું. ૧૨
કાલે હુંતો પામીશ સહુ, સુખી થઇ સંસારે રહું;
એમ ગણી આણે ઉત્સાહ, આશ ધરે ઉર બનવા શાહ. ૧૩
નવા નવા ઉદ્યમ આદરે, કંઈ પ્રપંચ ધન માટે કરે;
અસત્ય કર્મ વિચારે નહી, બળ બુદ્ધિ અનુભવતો સહી. ૧૪

## દોહરા

આશામાં ઉમર ગઈ તોય ન સમરે ઈશ,
પ્રપંચને નવ પરહરે ગણે ન ડર જુગદીશ. ૧૫

## ચોપાઈ.

એમ જન્મ આખો વહિ જાય, તોય આશ પુરણુ નવ થાય;
અપરમપાર સહે બહુ દુઃખ, જન્મ ધરી નવ ભાળ્યું સુખ. ૧૬
અનેક વિપતી અંગે સહી, તોયે આશા અધુરી રહી;
કપરાં સંકટ વેઠે અંગ, તો પણુ ઉરમાં અતી ઉમંગ. ૧૭
લેશ અભાવ નવ મનમાં ગણે, નવિન કામ નિત મનમાં ભણે;
ગ્રિષ્મ કાળનો કપરો તાપ, સહે શીરપર તે સંતાપ. ૧૮
હીમકાળ તરફડતુ તન, થાય તાઢમાં વક્ર વદન;
વ્રષા સમે વસવા નહિ વાસ, અંતર થાય અતી ઉદાશ. ૧૯
તો પણુ વહાલો આ સંસાર, અભાવ નાવે ઉર લગાર;
જણાય નહિ આ જુઠું સહુ, મન સંસારે વળગી રહ્યું. ૨૦
એવો માયા મોહ પ્રકાર, ભર્યાં તેથી આખો સંસાર;
અપાર કાળ માયામાં રહ્યું, માને નહિ મુનિ જનનું કહ્યું. ૨૧

શાસ્ત્ર વચન પણ તે નવ ગણે, સાર અસાર ઉરે નવ ભણે;
માયા જોર મહા વિસ્તાર, વશ કીધો સઘળો સંસાર. ૨૨
અજીત એ માયા સર્વથી, કો માયાથી બળિયો નથી;
ઇન્દ્રાદિક સરખા વશ થયા, દાસ માયાના થઇને રહ્યા. ૨૩
સુર સકળ માયાને ન્હાય, ત્રિભુવનમાં માયા છલકાય;
જયહાં જુઓ ત્યાં માયા અતી, માયા વિણુ કો ઠામજ નથી. ૨૪

## દોહરા.

અજીત એ માયા અતી વ્યાપક સઘળે ઠામ,
પણ જીતાય ન ભકત જન જેણે જાણ્યા રામ. ૨૫

## ચોપાઇ.

કૃપા રામની જેને થઇ, માયાથી જીતાયા નહી;
રામ એહ માયાના પતી, તે આગળ શી તેની ગતી. ૨૬
સહુથી રામ અધિક બળવાન, ભવતારક એ શ્રી ભગવાન;
માયા બળ તેને શું કરે, રામ ચરણ માયા બળ હરે. ૨૭
માયા રૂપ ગણો સંસાર, રામ ઉતારે પેલી પાર;
એ વિણ અન્ય ઉપાય ન કરશો, ભલું ચહી હરિ ચરણે વસો. ૨૮
સંસારનો સેતુ શ્રીરામ, અન્ય પ્રેકારે થાય ન કામ,
માયા મમતા મિથ્યા સહી, અંતે સુખ તે આપે નહી. ૨૯
રામ અભય પદ ઉત્તમ સાર, રામ સકળ તારે સંસાર;
ચોરાશી ફેરો ટાળશે, રામ કુકર્મ સહુ બાળશે. ૩૦
રામ નાવ ભવ સાગર તણું, ઉતારે અરણવજળ ઘણું;
રામ થકી સુધરે સંસાર, મનુષા દેહ સફળ કરનાર. ૩૧
તત્વ એહ ત્રીભુવન તણું, સમરથ શરણ રામનું ઘણું;
સુખ દુઃખ કેરો સાથી એહ, અંતે સ્હાય થશે પ્રભુ તેહ. ૩૨
અવર કોઇ આવે નહિ સાથ, રામ થશે જીવની સંગાથ;
રામ તત્વ મોટું સર્વથી, તેહ સમું બીજું કો નથી. ૩૩

## દોહરા.

માટે સમરો રામને અંતર રાખી આશ;
દુખ હારક શ્રી રામ છે રાખો ઉર વિશ્વાસ. ૩૪

સમરથના શરણા થકી રહેન મનમાં દુઃખ;
તો કયમ રામ શરણ થકી મળેન ઇચ્છિતસુખ. ૩૫
જીવ જીવને આશરે સુધરે સઘળાં કાજ;
રામ આશરો ધારવાં કયમ બગડે તન કાજ. ૩૬
રાય તણી શેવા કરે પાળે રાય હમેશ;
રામ તણી શેવા થતાં કયમ થાશો દુર વેશ. ૩૭
ગુણ વિણ શુક કહે રામ મુખ પાલક મળેહજાર;
રામ લહે ગુણ જાણિને ભૂખ્યો કયમ રહેનાર. ૩૮

## ચોપાઈ.

દ્રઢ વિશ્વાસ એ મનમાં ધરો, રામ રામ મુખથી ઉચરો;
કર્ત્તા સઘળે રામ મનાય, એ વિણ કારજ કાંઇ ન થાય. ૩૯
એહ જ્ઞાન અંતરમાં લહો, સદા રામ રક્ષણમાં રહો;
સર્વ થકી ઉગરશો આપ, ટાળે રામ ત્રિવિધના તાપ ૪૦
રામ રામ એ સાચો પ્રભુ, એહ જગતમાં જાણો વિભુ;
રામ ચરણ સુખકાર સદાય, રામ ભજનમાં દુઃખ ન થાય ૪૧

## દોહરા.

સુખનો સાગર રામ છે દુખ કયમ આવે પાસ,
અણધાર્યા સુખડાં મળે હોયે ઉર વિશ્વાસ. ૪૨
રામ નામ મંગળ સદા કયમ અવ મંગળ થાય;
કલ્પ વૃક્ષને શેવતાં ક્ષુધા દમે કયમ કાય. ૪૩

## ચોપાઈ.

રામ નામ સેતુ સંસાર, તે ઉપર થઈ જાઓ પાર;
કોઇ વાતની હરકત નથી, રામ તણું રક્ષણ સર્વથી. ૪૪
રામ રાજ્યમાં ભય નવ હોય, રામ ભજે દુખ કદી ન જોય;
ચોર લુંટારૂની નહિ બીક, નિર્ભય મારગ તેહ નજીક. ૪૫
રામ સેતુ પર ચઢીયા સાર, તુરત દેખશો વૈકુંઠ દ્વાર
ત્યાંથી વૈકુંઠ ઘણું નજીક, વિમાન વાહન મળશે ઠીક. ૪૬
તાપ નવ લાગે સીત નવ નડે, સીધો મારગ સૌથી જડે
ભાથુ પણ નવ જોઇએ સાથ, આપે સઘળું વાટે નાથ. ૪૭

ભૂલ કરી ભટકાશો તમો, વિપરિત દુખનો દેખો સમો;
રામ સેતુનો કરશો ત્યાગ, ફરી ઉગરવાનો નહિ લાગ. ૪૮
ભવ અરણુવમાં પડે શરીર, ફરી વળે માયાનું નીર;
તૃષ્ણા આવી તાણ્યું તન્ન, કામ દેહને કરે દહન. ૪૯
લખ ચોરાશી ડુબકાં ખાય, તોયે અરણુવ નહિ ઉતરાય
માટે નિર્ભય મારગ ગ્રહો, રામ કૃપાળુ શરણે રહો. ૫૦

## દોહરા.

મમતા માયાપર ખરો તેવી રામપર હોય,
માગ્યું આપે મુખ થકી રામ ગ્રહે કર સોય. ૫૧
જેવી પ્રીત પ્રપંચમાં તેવી રામશું હોય,
સુખ સઘળુ પાસે વસે કહે ન ભુંડો કોઈ ૫૨
પરભાર્યું લેવા ચહો કદી ન મળશે લેશ,
રામ થકી જો માગશો આપે તાત હમેશ. ૫૩
તન ધનની પ્રીતી ત્યજી કરો રામ શું સ્નેહ,
સઘળુ મળશે સહેજમાં રામ રાખશે નેહ. ૫૪
જ્યમ ચાહો સંસારને ત્યમ ચાહો જો રામ;
પ્રભુ સ સાર સુધારશે થાશે સઘળાં કામ. ૫૫
રામ કર્ત્તા છે સર્વનો હું નવ કર્ત્તા કાંઈ;
અંતર એ નિશ્ચય થતાં સર્વ પદારથ હોય. ૫૬
રામ જગતનો તાત છે હુંતો તેનો દાસ,
અંતર એવું જાણતાં રામ વસે નિજપાસ. ૫૭
માત પીતા સુત સુંદરી કાળે તે જાનાર,
એમ ગણી પ્રભુને ભજે બેલી સરજન હાર. ૫૮

## ચોપાઈ.

કૃપા રામની મળતાં સાર, પુરણ સૌ થાશે સંસાર;
કૃપા વીણ નવ કારજ થાય, હજાર વર્ષ ભલે અથડાય. ૫૯
તૃષ્ણાથી ભરિયો સંસાર, માયાનો નવ આવે પાર;
એ માયા અંધારો કુવો, પડયો માંહિ તે નિશ્ચય મુવો. ૬૦

ભર્યું અંધારૂં અપરમ પાર, ઉલેચતાં નવ આવે પાર;
સૂર્ય પ્રકાશ વિના નવ ટળે, શ્રમ કરીયે પણ કાંઇન વળે. ૬૧
આખો ભવ રળતાં અથડાય, તૃષ્ણા કોઠી નહી ભરાય;
જમ્યા ભોજન પંચામૃત રાત, ક્ષુધા પીડે પાછીપરભાત. ૬૨
તેમ તૃષ્ણા પણ ત્રપ્તન થાય, ખાલી માટ કદી ન ભરાય;
જન્મ થકી મરતાં તક રળે, તોયે તન શાન્તી નવ મળે. ૬૩
શેર મળે ઇચ્છે દસ શેર, સાત સાંધતાં તુટે તેર;
પોચાડયું પણ પોંચે નહી, હાથ દોરડુ ખુટે સહી. ૬૪
લાખ કરોડે નવ સંધાય, ખુટે તે ખુટેજ સહાય;
કોઇ તણું પુરૂ નવ થયું, સર્વ તણું અધુરૂ રહ્યું. ૬૫
રાજા રાંકનો એકજ ન્યાય, એ રસ્તે સઘળુ જગ જાય;
સર્વેનું ખુટે તે સાર, પુરણુ નહિ કોંનો સંસાર. ૬૬
મોહ જાળ વાશી તે મહી, છોડયો પણ તે છુટે નહી;
કરોળિયાની જાળે જેમ, મક્ષીકા ઘુંચાઈ તેમ. ૬૭
કરે છુટવા કોટિ ઉપાય, પણ તેમાં બમણી ઘુંચાય;
આમ કપરી સંસારની જાળ, કોઇ ન પામ્યા તેનો પાર. ૬૮
ધારે મનકે કારજ સજુ, પુત્ર પરણાવી પ્રભુને ભજુ;
પુત્ર પરણાવ્યો રૂડી પેર, ઘર બંધાવા ઉપજી પેર. ૬૯
ઘર બંધાવતાં દેવું થયું, કરજ વાળવા મનડુ ગયું;
નારી માગે ઘરેણાં માટ, તેના પણ અંતર ઉચાટ. ૭૦
માત પિતાનું કારજ કર્યું. નવું ઘર પણ તેમાં ગયુ;
એમ આખી ઉમરમાં થાય, સારે નરસે જીવતર જાય. ૭૧
આ સંસાર તણી ઘટ માળ, કઇ ભરાય કઇ ખાલી થાય;
સરવે કદી ભરાયજ નહી, એક ભરાય એક ખાલી સહી ૭૨
સૂરપૂર પુરા નવ થયા, સરવે જન અધુરા ગયા;
જેપર કૃપા રામની થઇ, થયા પુરા તેવા જન સહી. ૭૩
જેને શીર રામની સહાય, તેનું તો સૌ પુર્ણ ગણાય;
એ વીના અધુરૂ સહી, તૃષ્ણા પુરણ કોંની નહી. ૭૪
પશુ પક્ષીને માનવ સહુ, સૌને કાંઇક બાકી રહ્યું;
ત્રણ ભુવને શાની નૃત્ય, સર્વ પ્રકારે પુરણ પુણ્ય. ૭૫

શીતર લક્ષ હતી શુંદરી, તોય સીતા જગદંબા હરી;
સર્વ પ્રકાર હતો સંતોષ, તૃષ્ણા ઉપજી તજીને તોષ. ૭૬
બાણું લક્ષ બેટાનો બાપ, શિલા લાવતાં ન ગણ્યું પાપ;
કપટ રૂપ સાધુનું ધર્યું, કુડ કર્મ અધિકુ આદર્યું. ૭૭
કહો તેહને શાની કમી, અંતરથી તૃષ્ણા નવ શમી;
એવા પણ તષ્ણા નવ તજ્યા, રામ મુકીને માયા ભજ્યા. ૭૮
રઘુ રાજા જેવો નરપતિ, અખુટ લક્ષ્મી ઘરમાં હતી;
સુવર્ણ પાટપર ભોજન કરે, તે પાછાં ઘરમાં નવ ધરે. ૭૯
વાસણ કુસણ સર્વે સહી, આજ વાપર્યું તે કાલે નહી;
એવો લક્ષ્મીવંતો રાય, રઘુરાજા જગ પતી ગણાય. ૮૦
તોયે તૃષ્ણા રાખી મન્ન. ગયો કુબેરનું લેવા ધન્ન;
જાણે કુબેર પતિ જો રહે, મુજને કો ધનપતિ નવ કહે. ૮૧
તોડું કુબેર ભંડારી નામ, કહે જગત રઘુ ધનનું ધામ;
તેવાની તૃષ્ણા નવ ગઇ, અંત ફજેતી એમાં થઈ. ૮૨
એવું તૃષ્ણા કેરૂ જોર, સરખા ગણતી શાહને ચોર;
સકળ જકત જો જીરણ થશે, તોયે તૃષ્ણા યૌવન હશે. ૮૩
જો અંતરથી કરો વીચાર, તો સમજાશે સઘળો સાર;
તૃષ્ણા પુરણ કદિ નવ થશે, લક્ષ કોડ વર્ષો વહિ જશે. ૮૪
લક્ષ ચોરાશી ફેરા ફર્યા તોયે તૃષ્ણાથી નવ ડર્યા;
સાપ વીંછીના ધરીયા દેહ. મહા સંકટ વેઠયાં તન તેહ. ૮૫
પશુ થઈ ખર કારજ કર્યું, ખર વૃષભનું તન્નજ ધર્યું;
ગજા ઉપરાંત ઉપાડયો ભાર, તોપણ અનહદ મળિતો માર ૮૬
ક્ષુધા તૃષાની પીડયા બહુ, એમ જીંદગી ગાળી સહુ;
કોટિક ધર્યા વન ચરનાં રૂપ, શિત વષા દુખ સહ્યાં સ્વરૂપ ૮૭
અનજળ વિણ અથડાતા અતી, વાચા વિહિન મહા દુખ ગતી
પારધી એ હણિયા ત્યાં પ્રાણ, વાગ્યાં દેહમાં તિક્ષણ બાણ. ૮૮
વળી પક્ષી દેહો ધારિયા, જાળ મહી બાંધી મારિયા;
કાપી કંઠને ભક્ષણ કર્યું, અધિક વાર એમ તનડું ધર્યું ૮૯
જડ વૃક્ષોની ધારી કાય, કુહાડે તન ત્યાં છેદાય,
એમ આખી ચોરાશી ફર્યાં, લક્ષ ચોરાશી યોની અવતર્યાં ૯૦

ઉંધે મુસ્તક ઉદરે રહ્યો, જઠર તાપ બહુ તનથી સહ્યો;
કદી ઉંચ કદી નિચમાં ઠર્યો, એમ લક્ષ ચોરાશી ફર્યો. ૯૧

દોહરા.

કોટિક લક્ષ પિતા થયા, લક્ષ કોટિ થઇ માત
કોટિક યોની આથડયો કોટિક ધારી જાત. ૯૨
ત્રણ બ્રહ્માડે ભટકિયો ઠર્યો નહી કો ઠામ,
કોટિ પ્રપંચો આદર્યા કોટિક કીધાં કામ. ૯૩
કોટિક દિન દુઃખમાં ગયા ભવમાં ભમતાં એમ.
સુખ નવ દીઠુ સ્વપ્નમાં અસંખ્ય જુગથી તેમ. ૯૪
તોયે તૃષ્ણા નવ તજી ભર્યો અધિક મદ કામ,
સંતોષે સમર્યા નહી પ્રેમ ધરી સુખ રામ. ૯૫

ચોપાઇ.

રામ ન સમર્યા ઉમર આપ, ગણ્યું ન મનથી પુણ્ય કે પાપ;
તૃષ્ણા ઉર તજાઇ નહી, માયા બળ વાધ્યું તન મહી. ૯૬
ફરો હવે તો કાંઇ વિચાર, રામ રામ સમરો સુખ સાર;
વાત વિસરશો ના આગલી, દુઃખ નીવારો રામને વરી. ૯૭
કૃપા રામની જેને મળે, થાય સંતોષ તૃષ્ણા બળ ટળે;
સર્વ પ્રકારે શાન્તી થાય, રામ કૃપાએ તૃષ્ણા જાય. ૯૮

દોહરા.

જે પર રીઝે રામજી તેને કમી ન હોય,
અષ્ટ સિદ્ધિ નવ નીધિ તે વશે ચરણની માંય. ૯૯
લક્ષ્મી જે જગ મોહિની તેજ ચરણની દાસ,
કૃપા થતાં શ્રી રામની પ્રીતે આવે પાસ. ૧૦૦
ઇચ્છયું અંતરનું મળે સર્વ વિઘ્ન દુર થાય,
રીઝયા જેપર રામજી સહાય તેની સ્હાય. ૧૦૧
રક્ષણ જેને રામનું અન્ય થકી શું થાય,
સિંહ તણા આશ્રમ વિષે જાંબુકથી ન જવાય. ૧૦૨
કોટી શત્રુ શીરપર તેથી કશું ન થાય,
અવળાનું સવળું કરે રામ જગતના રાય, ૧૦૩

## ચોપાઈ.

જુઓ અવળાનું સવળું કર્યું, સંકટ મોટું ખણુ પરહર્યું;
પડયાં રણમાં વિહંગમ બાળ, ગજ ઘંટા ઢાંકી તતકાળ. ૧૦૪
જુક્તી કરી ઉગાર્યા જથા, મહાદળથી બાલક સર્વથા;
ચન્દ્રહાસને માટે રામ, અવળે સવળું કીધું કામ. ૧૦૫
વિષ દેવાને લખીયું પત્ર, વિષયા પુત્રી દીધી તત્ર;
એનું ઉગાર્યું રાજ્યજ મળ્યું, એમ અવળાનું સવળું કર્યું. ૧૦૬
વળી ભોજને મારવા માટ, મારા મોકલ્યા વનને ઘાટ;
કંઠ કાપતાં ઉપજી દયા, ભોજ બચાવી ઘેર લઈ ગયા. ૧૦૭
કપોત માથે શત્રુ ત્રણ, સર્પ પારધી શકકર વરણ;
કપોત ડસવા સર્પજ અડયો, પારધી બાણ સાંધીને ખડયો. ૧૦૮
ઉપર બાજ તાકયો તન માટ, થયો રામને ઉર ઉચાટ;
અવળે સવળો કીધો લાગ, પારધીને જઈ ડશિયો નાગ. ૧૦૯
બાણ હાથમાંથી છુટિયું, જઇ બાજનું તન વીંધિયું;
ઉગર્યા કપોત માર્યા અરિ ત્રણ, રામ દયાળુ અશરણ શર્ણ. ૧૧૦
એમ અવળાનું સવળું કરે, સંકટ સઘળાં પળમાં હરે;
એવો રામ અતી બળવાન, ભાવ ધરી સેવો ભગવાન. ૧૧૧

## દોહરા.

સાધો મનુષ્ય દેહથી સત્ય રામ મહામંત્ર;
સકળ વિઘ્ન એથી ટળે જબર રામનો જંત્ર. ૧૧૨
અવર જંત્રનું બળ નહી રામ જંત્રની પાસ;
કારણ કે સહુ દેવતા રામ ચરણના દાસ. ૧૧૩
શુક સનકાદિક મુનિ સહુ ધરે રાત દિન ધ્યાન;
ઇન્દ્ર સમા આરાધતા રામ મહા બળવાન. ૧૧૫
જેને માટે તપ તપે મુનિં વન વસી અપાર;
શીત વર્ષાને તાપનાં સહે કષ્ટ નિરધાર. ૧૧૬
યજ્ઞ યાગ વ્રત આદરે જેહ ચરણરજ આશ;
મનુષ્ય દેહ ધરી ભજો એહ રામ અવિનાશ. ૧૧૬

### ચોપાયા છંદ.

જેને માટે જન પ્રલ્હાદે માત પિતાને ત્યાગ્યાં,
જેને માટે બાલક વયમાં ધ્રુવજી એ વન લાગ્યાં,
જેને માટે વિભીષણાએ દુર કર્યો નિજ ભ્રાતા,
શુક સરખા સંસાર ત્યજીને રહ્યા રામ રસ રાતા. ૧૧૭
જેને માટે ભુપ ભર્તૃહરિ ત્યાગ્યું રાજ્ય વિશાળ,
જેને માટે ભેખ ગ્રાહ્યો ગોપીચંદ ભુપાળ,
જેને માટે મીરાંબાઈએ પતી સુખ નવ લીધુ,
જેને માટે ભકત જનોએ કોટિ સહન દુઃખ કીધુ.

### દોહરા.

એવા સમરથ રામને ચાહો ઉર હમેશ,
મનુષા દેહ સમો મળ્યો રામ લહો શુભવેશ. ૧૧૯
અન્ય કર્યું સહુ વ્યર્થ છે રામ સ્મરણ તે શ્રેષ્ટ,
રામ રામ મુખથી વદો નહી રહે પદ નેષ્ટ. ૧૨૦
જુગ જીવન એ રામ છે સર્વ પ્રકારે સત્ય,
રામ રામ મુખદા સદા એ વિણ સર્વ અસત્ય. ૧૨૧
માટે મનુષા દેહથી કરિલ્યો ઉત્તમ કામ,
અન્ય વખતમાં નવ બને સ્મરણભજનશ્રીરામ. ૧૨૨
રામ ભજન માટે ચહે દેવ મનુષ અવતાર,
તેવા અમુલખ દેહને રામ શરણ ધર સાર. ૧૨૩
ઈન્દ્રાદિક પણ મનુષનો ઉર ઇચ્છે અવતાર,
રામ ભજનને કારણે શ્રેષ્ટ ગણે સુખકાર. ૧૨૪
એવા મનુષા દેહથી સુખ કર સેવો રામ,
જગ જીત્યું જાણો સદા સફળ થયાં સહુ કામ. ૧૨૫

### ચોપાયા છંદ.

મનુષા દેહ મળ્યો અતિ દુર્લભ રામ ભજનનું ટાણું.
જો આ અવસર ગયો વૃથા તો ફરી નહી ઠેકાણું.
ચોરાશીમાં પાછા પડશો કંઇક કાળ વહિ જાશે,
નહિ પામો પછી દેહ મનુષનો અનરથ અધિકો થાશે. ૧૨૬

એમ કહે સૌ શાસ્ત્ર પુરાણો મોટા જનની વાણી,
વાર વાર નવ મળે મનુષ તન સત્ય વાત એ જાણી;
સફળ થાય ફેરો આ દેહે લખ ચોરાશી ટાળે,
રામ શરણુ વસતાં જન કેરી વેળા સઘળી વાળે. ૧૨૭
મોહ મમતને ત્યાગી વીરા રામ હૃદયમાં ધારો,
ઇચ્છિત સુખ આપે અવિનાશી આવે દુઃખનો આરો;
ગૌર વરણુ શુભ દેહ રૂપાળો રામ વિના નવ શોભે
બાવળ કાષ્ટે કનક સુહાવે પણુ ત્યાં મન નવ થોભે. ૧૨૮
ગુણુ વિના નહિ રૂપ કામનું કારણુ રૂપ જવાનું,
રામ ગુણુ જો રહે સર્વદા અંતે સફળ થવાનું;
વસ્ત્ર ઉજળાં ધર્યા અંગપર રૂપે રૂડા ભાસે,
રામ ભજન વિણુ બગ સમ ઉજવળ મિથ્યા તેહ પ્રકાસે. ૧૨૯
મનુષ દેહ તો સફળ ગણાયે રામ ભજે ધરિ પ્રીતી,
અજર અમર ફલ પામે અંતે સુધરે સઘળી રીતી;
લાભ ઘણો છે રામ ભજનમાં બીજે સઘળી હાની,
રામ રામ ભવ તરવા સાધન અન્ય અસત્ય છે વાણી ૧૩૦
ભજ્યા તેહ જન પાર ઉતરિયા અન્ય રહ્યા અથડાતા,
નિર્ભય સ્થાને બેઠા જઇને બીજા ગોથાં ખાતા;
સકળ શાસ્ત્રનો સાર એજ કે રામ ભકિત ભવ તારે,
અન્ય ઉપાસન કામ ન આવે કો નવ પાર ઉતારે. ૧૩૧

## ચોપાઇ.

પાર ઉતારે એકજ રામ, રામ પ્રતાપે થાશે કામ;
તો તેવા સમરથને ત્યજી, કયમ બેઠા મન માયા ભજી. ૧૩૨
જ્યમ મરકટ મણિને પરહરે, કોઠે બીલે મનડુ ધરે;
તેમ રામ મણિ મુકી ભાઇ, કેમ વસો માયાને ગાઇ. ૧૩૩
તવ શો ફેર મર્કટ આપમાં, બન્યા મનુષ્ય મર્કટ જાતમાં;
સત્ય અસત્યનો નહી વિવેક, ખરને નહિ બોજામાં ભેદ. ૧૩૪
જેમ કાગ સહુ ભક્ષણુ કરે, સારૂ નરસુ દિલ નવ ધરે;
રામ માયામાં ભેદ ન લહે, કાગ સમો જન તેને કહે. ૧૩૫

કોટિ વિચારો મન દ્રષ્ટાંત, ભાગો સહુ અંતરની ભ્રાંત;
રામ વિના કોઇ સ્હાયક નહિ, સકળ શાસ્ત્ર એ કહેછે સહી. ૧૩૬

દોહરા.

રામ એજ સહુ સાર છે બીજુ સર્વ અસાર,
સમરો મુખથી સર્વદા ઉતરવા ભવપાર. ૧૩૭
રામ જગતના તાતછે રક્ષક સહુનારામ,
તેહ રામને શેવતાં થાયે સઘળાં કામ. ૧૩૮
માટે મન્ન વિચારિને ભજો રામ ઉર આપ,
ગોવર્ધન પ્રભુ દાસ હું ટાળે સૌ સંતાપ. ૧૩૯

———०———

इति श्री संसार सेतु ग्रन्थे भट्ट गोवर्धन
विरचिते परमात्म स्वरुप राम श्रेष्टता
वर्णन नाम प्रथम स्थंभः ॥



श्री

# संसार सेतु.

## द्वितिय स्थंभ.

## ઉપકાર.

—:०:—

### દોહરા.

દયાળ રાજા રામ છે કરતા બહુ ઉપકાર,
દયા થકી સહુ જગતમાં મંગળ ઠારોઠાર. ૧
અતિ ઉપકારી રામને ભૂલો નહિ કો ઠામ,
વસો સદા શરણે જઇ જપો નિરંતર રામ. ૨

### ચોપાઇ.

રામ તણા છે અતિ ઉપકાર, આપ્યો મનુષ્ય તણો અવતાર;
નીચ યોની અથડાતા હતા, મનુષ્ય દેહ દઇ કીધા છતા. ૩
બહુ વિધથી ભોગવતા દુઃખ, તેહ નીવારી આપ્યું સુખ;
ઉત્તમ કુળ દીધો અવતાર, હાથ પાય મુખ નયન સુધાર. ૪
નાક શ્રવણ દશ ઈન્દ્રી દીધ, સર્વ પ્રકારે સુખજ કીધ;
વળી બુદ્ધી આપી સુખ સાર, સમજે તેથી સર્વ પ્રકાર. ૫
સારૂ નરસુ જાણે સહુ, ભલુ ભુંડુ ઓળખતા બહુ;
લાભ હાની પણ સમજે સહી, સત્ય અસત્ય તણી ગત રહી. ૬
મીઠું લાગે તે ભક્ષણ કરો, કડવાને જાણી પરહરો;
શુભ વસ્ત્રો તો અંગે સજે, ભલા કામને મનથી ભજે. ૭
સુખ કરવા શોધો ઉપાય, દુખ હરવાની ઇચ્છા થાય;
શુભ કિર્તી તન મનથી ચહો, મીઠી વાણી મુખથી કહો. ૮.
બ્હેન અને નિજ બૈરી તણા, ભેદ સકળ સમજે મન ઘણા;
પિતા પુત્રની સમજે પેર, મન સમજે છે સ્નેહમે વેર. ૯

એતો રામ તણા ઉપકાર, રામબુદ્ધિ બળનો દાતાર;
રામ પ્રતાપે સઘળું બન્યું, તમે નથી તેમાં કંઇ કર્યું. ૧૦

## દોહરા.

કરનારો છે જગ પતી સમરથ રાજા રામ,
આપણુથી ક્યમ બની શકે કિંચિત હલકુ કામ. ૧૧
કર્તા સહુનો ઇશ છે અવર ન કોથી થાય,
સર્વ કરે એ સ્હેજમાં રામ જગતનો રાય. ૧૨

## હરિગીત છંદ.

સહુ સુખ આપ્યું સર્વદા મન મોજ ઝાઝી માણવા,
ખાવા પીવાને ખેલવા આનંદ જુકતી જાણવા;
માતા પીતા સુભ સુંદરી શણગાર અંગે ધારવા,
અત્તર સુવાસિત અંગ મર્દન રંગ વિવિધ સુહાવવા. ૧૩
વળિ આપીયું ધન યોગ્ય તેણે આપીયું અન ભક્ષવા,
પય ધૃતને દધિ તક્ર તેમજ શર્કરા સુખિયા થવા;
આનંદને આરોગ્ય વાળા વાસ આપ્યા વાસવા,
મૃદુ ભાસણી મન મોહિનીના અધર અંબુ પ્રાશવા. ૧૪
કાલું મધુરૂ બાળ બોલે શાન્ત મનડુ થાય છે,
આનંદમાં અર્ધાંગના આલિંઘવા ચિત સ્હાય છે;
એ સર્વ જાણો રામથી તેમાં ન કાંઇ તમે કર્યું;
કરનાર સઘળું રામ છે સહુ રામ કૃપાથી થયું. ૧૫
વળિ મન્નમાં વીચારતાં ઉપકાર ઝાઝો ભાસશે,
બલિહાર રાજા રામની બળ અધિક તેનું લાગશે;
તમ કારણે તેણે રચ્યાં છે સુખ સાધન કેટલાં,
નીહાળજો નયનાં ભરી આ જગત માંહી જેટલાં. ૧૬
આકાશમાં શશી સૂર્ય તે તમને ઉજાળું આપતા,
તમ માટ બીજી વનસ્પતિ સહુ સદ્ય તેહ બનાવતા;
વળિ ઉષ્ણ શિત સિંચન કરી આયુષને સુધારતા,
ભાસે ચમકતી ચાંદની પણ તેહ સૌ સ્હાયે થતા. ૧૭

વળિ મેઘના વારી થકી બહુ અન્ન થાયે આપશું
સુગંધિને ઔષધી અહિને સમિર નિર્મળ વાય શું;
તવ સુખ માટે તેહ સઘળું રામની કિરપા થકી,
આનંદ આપે સર્વદાએ રામ ઉપકારો નકી. ૧૮
ઋતુ તણા ભેદો રચ્યા જ્યાં નવિન રંગો નીપજે,
જેવે સમે જે જોઇતુ ગુણ કારિ સઘળું તે સજે;
શિત કાળમાં શિતના સમું વળિ ઉષ્ણમાં તે સારખું,
જેજે ઋતુમાં નીપજે તે તે સમે ગુણનું સહુ. ૧૯

## દોહરો.

રે ઇશ્વર પિતુ માત તું અગણિત તવ ઉપકાર,
વર્ણન થાય ન મુખથી તું પ્રભુ જગ આધાર. ૨૦

## હરિગીત છંદ.

જે શર્દ કાળે સુખનું તે શર્દ માંહી થાય છે;
હીંમતમાં જે જોઇતુ હીમંત માંહિ પમાય છે;
ના ભૂલ કાંઇ રામમાં કીધુ સહુ તે સાર છે,
સુખ કારણે તમ માટ રચીયું રામનો ઉપકાર છે. ૨૧
ફળ ફુલ વિવિધ પ્રકારનાં સહુ માનવી તમ માટ છે,
ખાઓ પીઓ સુખ ભોગવો શ્રી રામ શિરપર તાત છે;
અમૃત સમાં ફળ ઉપજે બહુ સ્વાદ ભરિયો તેહમાં,
દાડમ અનાર શિતાફળો વળિ આમ્ર ફળ છે જેહમાં. ૨૨
કંઇ ફણસ કેળાં દ્રાક્ષ જમરૂખ જાંબુને વળિ સંતરા
અંજીર રાયણ લિંબુ મીઠાં સ્વાદમાં ઉત્તમ ભર્યા;
ઉપકાર એ સહુ રામનો તે માનવી તમ કાજ છે,
વળિ અન્ન આપે અધિક ઉત્તમ રામ જગ મહારાજ છે. ૨૩
વળી બાજરી ઘઉ જાર ચોખા ગોળ સાકર શેરડી,
છે અડદ મગ તુવેરની શુભ દાળ તમ માટે કરી;
રસ કસ ભર્યા બહુ વિશ્વમાં સૌ માનવી તુજ કારણે,
એવા દયાળુ રામને બલિહાર હું જઉં વારણે. ૨૪

અંતર વિચારી ભાળશો આ જગત સહુ સુખથી ભર્યું,
રચના રચી બહુ બુદ્ધિથી સહુ આવવી માટે કર્યું;
સરિતા સરોવર જળ ભર્યું નવ દામ બેસે તેહના,
ઘર બાંધવા પાષાણુ નગ અંબાર કીધા જેહના. ૨૫
બાકી ન રાખ્યું જો કશું ભૂલ્યો નહીં કો વાતમાં,
સુખ થાય તેવું સર્વ દીધુ વસ્તુ વિધ વિધ ભાતમાં.
નરનારીના સંયોગથી વળિ નવિન સ્રષ્ટી નીપજે,
પાકાં થયાં તે પરહરે બીજાં બનાવી મોકલે. ૨૬
રે ભાઈ એ ઉપકાર અધિકો રામનો મનમાં ધરો,
વીચારિ અંતર વાત હૃદયે રામ રામ સદા કરો;
ઘી દુધ દહિંને છાશ માટે ગાય ભેંશ ઘણી સજી,
આપે પશું અમૃત તમોને અંગમાં રાખ્યું ભરી. ૨૭
વળિ વાઘ વરૂ સસલાં શિયાળો રીંછ સાબર સિંહછે,
સરજ્યાં તમારા સુખ માટે વ્યાળ ધારક વીષ છે;
અવગુણકારી વસ્તુ તેવી તેહ વનચર ખાય છે,
દુર ગંધ વ્યાધી નીપજે તે થકી નાશજ થાય છે. ૨૮

## દોહરા.

ભક્ષણ કરે મલીનતા મલિન વાયુને ખાય
એ આદી ઉપયોગનાં વનચર જીવ વનરાય. ૨૯

## ચોપાઈ.

જળમાં મેલ અતીશે જાય, મગર મત્સ્ય આદિક તે ખાય;
એક એકથી પોષણ મળે, માનવિનું દુઃખ તેથી ટળે. ૩૦
નિર્મળ જળ તે કરે સદાય, મળ મૂતરને વિષ્ટા ખાય;
એ પણ માનવિપર ઉપકાર, સહુનો કર્તા રામ દયાળ. ૩૧

## દોહરા.

જન્મ થતા આગળ ભર્યું માતા સ્તનમાં દુધ
મહા દયાળુ રામ એ પળ પળ લે છે શુધ. ૩૨

## ચોપાઈ.

પંચ માસનો ગર્ભજ થાય, માતા સ્તનમાં દૂધ ભરાય;
જગ પતિએ બહુ જુગતી કરી, રાખ્યું દૂધ આગળથી ભરી. ૩૩
કાપુસ કેરાં વૃક્ષજ કર્યાં નિપજે વસ્ત્ર વિવિધનાં ઘણાં
ટાઢ તાપનાં ટાળે દુ:ખ, શોભે શરીરને પામે સુખ. ૩૪
અઢાર ભાર ઓષધી અજી, જગત મહી વિસ્તારી બધી;
પાવું ન પડે તેને નીર, રાખે જન આરોગ્ય શરીર. ૩૫
પર્વત પહાડ ઉપર તે રહે, આપ આપનું જીવન ગ્રહે;
માનવિને તેનું નહિ દુ:ખ, પણ આપે એ ઉલટું સુખ. ૩૬
જુઓ તુલસીનાં વ્રક્ષો કર્યાં, તેવિશ તત્વો તેમાં ભર્યાં;
વાત પીત્ત કફને એ હરે, નિરરોગી તન જનનું કરે. ૩૭
તેને સ્પર્શી વાયુ વહે, મચ્છર આદિ જંતુ નવ રહે;
પત્ર ઉકાળી નીત્યે પીયે, સર્વ જ્વરોને સ્હેજે ખુએ. ૩૮
જમ્યા પછી ત્રણ પત્રો ખાય, અજીર્ણ તેને કદી ન થાય;
પત્ર મૂકી પલંગે ધરે, માંકણ ચાંચડ ત્યાં નવ રહે. ૩૯
એવા ગુણ તુળશીમાં સહી, માટે સાસ્ત્રે મોટી કહી;
ાબલી વૃક્ષમાં ગુણ અપાર, તન વ્યાધી ટાળે તતકાળ. ૪૦
નયને આપે અતી પ્રકાશ, ત્વચા રોગનો કરે વિનાશ;
શીતળતા તન માંહી ભરે, પ્રમેહ જેવા વ્યાધી હરે. ૪૧
અંતિ સારનાં ટાળે કષ્ટ, બિલ્વ વૃક્ષ જગ અતી અભિષ્ટ;
એમ વનસ્પતિ અતિ સુખકાર, સરજાવી તે ઠારોઠાર ૪૨
જેને જેવું જોઇએ સહી, તેને તેવું આપ્યું તહી;
બગલાનું તન સ્વેતજ કર્યું, કાક પક્ષીને કાળુ ધર્યું. ૪૩
તેમાં પણ પ્રભુનો ઉપકાર, અંતર જ્ઞાને કરો વિચાર;
રીંછ જુઓ શિત દેશે રહે, વાળ ભર્યું તન ટાઢ ન સહે. ૪૪
પક્ષીને પીંછાં બહુ કર્યા, તાપ શીતનાં સંકટ હર્યાં,
એ પણ માનવિ માટ જરૂર, પ્રભુ તણા ઉપકારો પુર. ૪૫.
વાહન માટે જુઓ અપાર, ગજ અશ્વો કીધા તૈયાર;
ગાડી ઘોડે બેસી ફરો, મન ગમતી મોજો આદરો. ૪૬

રેતી રજ્જુ નિવારણુ કાજ, ઉંટ કર્યાં જનના સુખ માટ;
એમ અનેક પ્રકારે સહી, કોઇ વાતમાં બાકી નહી. ૪૭
રામ કૃપાળુ તવ શિર રહે, જે જોઇએ તે દૃષ્ટે લહે;
રામ રાજ્યમાં સંકટ નહી, સુખ માટે સૌ આપ્યું સહી. ૪૮

## દોહરા.

એ ઉપકાર અપારનું રખે ભૂલતો ભાઈ,
જીવતર સફળ કરો સદા રામ નામ ગુણુ ગાઈ. ૪૯
રાત દિવસ રક્ષણુ કરે સહુને સરજનહાર,
ઘરમાં કે ઘર બાહરે રામ તણો આધાર. ૫૦
સૂતાં બેસતાં ઉઠતાં તમને રાખે રામ,
રામ અતી ઉપકાર છે પળ પળનો વિશ્રામ. ૫૧
સ્મરણુ કરિ ઉપકાર એ સદા ભજો શ્રી રામ,
ભૂલો નહી મનથી કદા બળવત શ્રી સુંખ ધામ. ૫૨
કૃપા સર્વદા તેહની રહો મુજપર ઈશ,
વસુ શર્ણુમાં સર્વદા જય જય શ્રી જગદીશ. ૫૩



इति श्री संसार सेतु ग्रन्थे भट्ट गोवर्धन
विरचिते परमात्म स्वरूप रामोपकार
वर्णन नाम द्वितिय स्थंभः



श्री

# संसार सेतु.

## तृतीय स्थंभः



## સંસાર અસારતા.

### દોહરા.

અગમ નિગમ વાણી વદે આ સંસાર અસાર
મિથ્થા સઘળું માનવું સ્થીર નહીં રહેનાર. ૧
ચર્મ ચક્ષુથી દેખતાં લાગે સઘળુ સાર,
અંતર જ્ઞાન વિચારતાં ભાસે સર્વ અસાર. ૨
સુખ સમજી સહુ શેવતા દેખે અંતે દુઃખ,
જ્યમ સ્વપ્ને ભોજન જમ્યા રહે ઉદરમાં ભૂખ ૩
ત્યમ સ્વપ્નાવત સુખ લહો આખર એમાં દુઃખ,
મિથ્થા રસને માણતાં કદી ન ભાગે ભૂખ. ૪
બાજીગરનો ખેલ આ ખરૂ નહીં તલભાર,
થાય રમત પુરી સદા જાય હતુ તે હાર. ૫

### ચોપાઈ.

મોહ થકી સહુ મીઠુ ગણે, સુખકર સઘળું ભાવે ભણે;
વ્રષા સમે જ્યમ વાદળ થાય, રાતા પીળા રંગ જણાય. ૬
પલક એહની શોભા તેહ, ઘડી પછી નવ ભાસે એહ;
ત્યમ સંસાર તણા બહુ રંગ, ઘડી એકમાં થાયે ભંગ. ૭
હોયે ઝાઝા ધનનો ધણી, રિદ્ધિ સિદ્ધિ સમૃદ્ધી ઘણી;
વ્યોમે અડતા હોયં અવાસ, શેવક દશ વીશ ફરતા પાસ. ૮
સતી શિરોમણ છે સુંદરી, નીરખે મીઠાં નયણાં ભરી,
પાંચ સાત પુત્રીને પુત્ર, સંપત વાધી છે ઘર સૂત્ર. ૯

પણ પ્રભુની અવ કિરપા થાય, ઘડી એકમાં સઘળું જાય;
અગ્નિ હાકમ તસ્કર ખાય, ભર્યા ખજાના ખાલી થાય. ૧૦
પુત્ર પુત્રિઓ કાળજ બળે, રહે એકલો ઘરમાં દખે;
ઉદર પોષવા ન મળે અન્ન, થાય દામણો દુર્બળ તન્ન. ૧૧
ઘણા જન્નને એવું થયું, આપ આપણી દૃષ્ટે લહ્યું;
સાચો ક્યમ સંસાર ગણાય, સાચું હોયતો શાને જાય. ૧૨
જુઠું માટે સઘળું ગયું, સાચુ હતુ તે પાસે રહ્યું
એ સાચું નવ જાયે કહી, જુઠુ ચાલ્યું સહુને ત્યજી. ૧૩
સાચી નારી જાણી તમે, રૂપ તેહનું હૃદયે ગમે;
છાતી સરસી ભીડી આપ, અંતરનો ટાળો પરિતાપ. ૧૪
પુરણ ભાગ્ય સફળ જાણતા, આનંદે મહિલા માણતા;
એક પાત્રમાં ભોજન જમો, એક શયનમાં રંગે રમો. ૧૫
ધન્ય સહુ માનો સંસાર, ખેલો ખાંતે અપરમ પાર;
પણ તો નારી તમારી નહી, જાય ત્યજીને તે તો સહી. ૧૬
રમ્યા રંગ બહુ જેની સાથ તે તો જાય પરાયે હાથ;
કાંચન સરખી કાયા જેહ, ચિતા કાષ્ટમાં સળગે તેહ. ૧૭
અંગ તણા અંગારા થયા, તેની સાથે કો નવ ગયા;
હોય તમારી તો ક્યમ જાય, તમથી દૂર ઘડી ક્યમ થાય. ૧૮
પણ એતો જુઠો સંસાર, કોણ કંથને કોની નાર;
અગમ જ્ઞાન એમાં નવ લહ્યું, ક્યાંથી આવ્યુંને ક્યાં ગયું ૧૯
એતો સૌ માયાની જાળ, કોની નારી કોનાં બાળ;
કોનું કોઇ આ જગમાં નથી, આવ્યું ત્યાં જાશે સર્વથી. ૨૦

## દોહરા.

અચળ રહે નહિ જકતમાં જે જાયું તે જાય;
ઘટ માળા સંસારની - ભરાય ખાલી થાય. ૨૧
દશ વિશ માણુસ જે ગૃહે, કદી થાય તે શુન્ય,
ભરી અલખત જ્યાં ઉછળે નાશ થાય સૌ પુન્ય. ૨૨
એમ અસત સંસાર આ કોઇ નહી રહેનાર,
વહેલું મોડું સહુ જશે કાં નરને કાં નાર ૨૩

## ચોપાઇ.

જુઓ પેટથી પુત્રજ થયો, મહા દુઃખ વેઠી મોટો કર્યો;
ધન મિલકતનો તે તો ધણી, અલખત ભોગવશે મુજે તણી. ૨૪
એમ આશ મનમાં આદરી, ખેલાવ્યો બહુ ખાંતે કરી;
વિવિધ વસ્ત્ર ધરાવો તન્ન, ઘાટ ઘરેણાં માગ્યાં મન્ન. ૨૫
પ્રીતી તે પર અપરમ પાર, જાણું સુત મમ જીવનહાર;
બહુ ભણાવ્યો ભાવે કરી, પરણાવી નૌતમ સુંદરી. ૨૬
દેખી તેને મનડું ઠરે, મ્હારો સુત એમ મુખથી ભણે;
પણ સોળમે વર્ષે સાર, કાળે કીધો સુત સંહાર; ૨૭
મુકી મોટી અલખત ભરી, કરી વિધવા નૌતમ સુંદરી
ધાર્યાં કામ સૌ મનમાં રહ્યાં, સુત લઇ સમશાને ગયાં. ૨૮
હતો પોતાનો તોયે ગયો, દેહ અગ્નિમાં ભક્ષણ થયો;
શામ વિભૂતી તેની થઇ, નામ નિશાની કાંઇ ન રહી. ૨૯
કહો તમારો કેમ ગણાય, હોય તમારો તો કયમ જાય;
એતો જગની માયા સહુ, કોણ સુતને કોણજ વહુ. ૩૦
વિધવિધના સૌ રંગ જણાય, ફોગટ કાયાને દુઃખ થાય;
બાકી આખર કાંઇ નથી, જ્ઞાન વિચારો ઉંડી ગતી. ૩૧

## દોહરા.

એવો આ સંસાર છે જુઠી માઇક જાળ,
ફુલ્યા ફુલ્યા માં ફરો ગ્રહે એક દિન કાળ. ૩૨
ઇન્દ્ર જાળ આ વિશ્વની રચી જુઓ રચનાર;
જોતાં જુકિત જણાય છે પણ અંતે નહિ સાર. ૩૩
ચટકો દીવસ ચારનો અંતે ઘોર અંધાર,
સાચો લાગે સર્વથા પણ જુઠો સંસાર. ૩૪
મુનિ વર મોટા એમ કહે કહે શાસ્ત્ર પુરાણ,
જુઠો આ સંસાર છે જન મન નિશ્ચય જાણ. ૩૫

## ચોપાઇ.

નાટક માંડે છે નટ લોક: ઘડીમાં હર્ષ ઘડીમાં શોક;
એક નટ રાજા રૂપ ધરે, સ્વર્ગ અપ્સરા તેને વરે. ૩૬

રત્ન સિંહાસન બેસે સહી, વાણીરૂપ રાજા સમ લહી;
છત્ર ચામર તે ઉપર થાય, સર્વે નટ તે માને રાય. ૩૭
થોડીવાર તેવો નૃપ રહે, વળી સ્વાંગ ચાકરનો લહે;
ત્યારે ચાકર કહેતા લોક, નહિં તેને મન હર્ષ કે શોક. ૩૮
કદી બ્રાહ્મણનું ધારે રૂપ, કદી સ્વપચનું લહે સ્વરૂપ;
કોઇ નટ રામારૂપ ધરે, હાવ ભાવ અધિકા આદરે. ૩૯
કોઇ બને ધનપતિ શાહુકાર, કોઇ ચોર કોઈ ભીખાર;
એમ એમ અધિકાં રૂપ ધરે, પોત પોતાનુ કારજ કરે. ૪૦
પણ એ નહિ રાજા તન ખરો, સ્વર્ગ અપ્સરા નાતે વર્યો;
નહી રાય એતો છે નટ્ટ, નેહી રામાને નહી સુભટ્ટ. ૪૧
નહી ચોર શાહુકારજ નથી. નથી ચાકર કે બ્રાહ્મણ નથી;
એતો સઘળા નાટક કાર, બન્યાં રૂપ સહુ મિથ્યા ધાર. ૪૨
ઘડી એક માટે તન ધર્યું, પાછુ પલટી બીજું કર્યું;
એકવાર એ રામા બન્યો, બીજીવાર નર થઈ આવિયો. ૪૩
એ પરમાણે આ સંસાર, નહીં પુત્રપુત્રી કે નાર;
માત પિતા ભગની કે ભ્રાત, પણએ મિથ્યા સઘળી વાત. ૪૪
વેશ ભજવવા આવ્યાં એહ, પુરણ થાતાં જાશે તેહ;
વળી વેશ બદલી આવશે, વળી કદી તે પાછાં જસે. ૪૫
એવો આજગનો મહિમાય, સમાંન્હાલાં પણ તેમ ગણાય;
એમાં અચરજ કાંઇ નથી, જાચું તે જાણે સર્વથી. ૪૬
જગ જુઠું આ જાણ જરૂર ભાસે સઘળું માયાપુર;
ઉન્હાળે અગ્નિ સમતાપ, ચોમાસે આવે વરસાત. ૪૭
શીત કાળમાં તાઢ અપાર, વારા ફરતી સર્વ થનાર;
દીન જતાં આવે છે રાત, રાત જતાં થાયે પરભાત. ૪૮
એવો આ સંસાર ગણાય, સુખ દુઃખ આવે ને જાય;
પણ અંતે એમાં કંઇ નથી. જુઠે જુઠું છે સર્વથી. ૪૯

**દોહરા.**

તરંગ જ્યમ સાગર તણા પળપળ ઉપજે સાર,
ત્યમ સંસાર તરંગએ માયા મોહ અપાર. ૫૦

જ્યમ નભમાં વાદળ તણા વિધ વિધ રંગ જણાય,
શમે પલકમાં સર્વ તે આખર વ્યોમ ભળાય. ૫૧
એવો આ સંસાર છે ઘડી પલકનો ખેલ,
જોતાં જોતાં જાય છે રહે ન તેનો મેળ. ૫૨
નગર કંઈક ઉજડ થયાં વનમાં વશિયાં શહેર,
રાજા રંક થયા ઘણા થઇ રંકને લહેર. ૫૩
જળ ઠેકાણે સ્થળ બન્યાં, સ્થળમાં જામ્યાં નીર,
ભાગ્ય ફરે પળ એકમાં બને ગરીબ અમીર. ૫૪

## ચોપાઈ.

હર્ષ શોક તેનો નવ કરો, સારૂ નરસુ મન નવ ધરો;
જુઠો જગત તણો એ રંગ, પલક એકમાં થાયે ભંગ. ૫૫
સ્વપ્નામાં પામ્યા શુભ રાજ, પલકમાંહિ બનિયા મહારાજ;
પણ જાગ્યા તો તેનું તેજ, એજ દેહને સંપત એજ; ૫૬
ત્યમ સંસાર સ્વપ્ના સારખો, અંતર ખોજ કરી પારખો;
સુખ દુઃખ અવિચળ નવ રહે, સરિતા જળની પેઠે વહે. ૫૭
પલક એકમાં પામે સુખ, વળી પલકમાં આવે દુઃખ;
તેનો કરવો નહિ વિશ્વાસ, સત્ય એક છે શ્રી અવિનાશ. ૫૮
મારગ જાતાં સોબત મળ્યાં, પાંચ સાત જણ ભેળાં ભળ્યાં;
પ્રીત પરસ્પર વ્યાપી અતી, એક એકની જાણી ગતી. ૫૯
કોઇ જનારો પશ્ચિમ પાસ, કોઇ જાય ઉત્તર આવાસ;
કોનું પુર્વ દિશામાં ગામ, કોનો દક્ષિણ માંહી મુકામ. ૬૦
વાટ મળી નિજ ઠામે ગયું, કોઇ કોઇ ભેળું નવ રહ્યું;
તેમ લહો આ સૌ સંસાર, મળિયાં માત પીતા ને નાર. ૬૧
કોઇ ભ્રાત કોઇ ભગની થયાં, સગાં વ્હાલાં થઇ ઘરમાં રહ્યાં;
સમય થયે સહુ ચાલ્યુ ગયું, અંતે કોઈ નહિ ત્યાં રહ્યું. ૬૨
તેમાં શાને કરવો શોક, પુત્ર પ્રેમદા સઘળું ફોક;
એતો કર્મ સંબંધે મળ્યું, કામ થયું ને પાછું વળ્યું. ૬૩
જુઠી મમતા આળ મંપાળ, મ્હારી સ્ત્રીને મ્હારાં બાળ;
ધન મિલકત સહુ મ્હારી સહી, પણ સમજ મન ત્હારૂ નહિ. ૬૪

કોટિ પતિ કંઇ કિંકર થયા, રાજા રાજ્ય ત્યજી વન ગયા;
છત્રપતીની છત નવ રહી, કોડી કોડી માગે સહી. ૬૫
જુઓ નળરાજા બળિયો ઘણો, સુખિયો બહુ પતિ નૈષધ તણો;
પણ માથે આવ્યો દિન એક, મુકાવ્યા સહુ તનના ટેક. ૬૫
અન્ન વિના અથડાયા વન્ન, થવું દુબળું દુઃખથી તન્ન;
દમયન્તી સરખી નિજ નાર, વનમાં વેઠયાં કષ્ટ અપાર. ૬૬
એવો આ જુઠો સંસાર, કોનો સ્વામી કોની નાર;
મિથ્યા મોહ મમતથી ભર્યું, કર્ત્તાએ સહુ જુઠું કર્યું. ૬૭
તેમાં શાને રાખો સ્નેહ, દુઃખથી સર્વ ભર્યું છે તેહ;
જ્યાં દેખો ત્યાં દુઃખજ દુઃખ, સ્વપ્ને ન મળે તેમાં સુખ. ૬૮

## દોહરા.

દુઃખ થકી ભરિયો દિસે સઘળો આ સંસાર,
અંતર જ્ઞાન વીચારતાં લહો ન સુખ લગાર. ૬૯
પુત્ર વધુ માતા પિતા તે પણ સઘળું દુઃખ,
કોઈ કોઈનું નવ દીસે અંતે હોય વિમુખ. ૭૦

## ચોપાઈ.

પરણી લાવ્યા નારી ઘેર, પ્રીત ધરી ને જાણી પેર;
પણ કદી કાળ બળે તે જાય, અંતરમાં બહુ સંકટ થાય. ૭૧
અરે હાય આ તે શું થયું, મ્હારૂ માણસ તે કયાં ગયું;
આખો જન્મ સંભારી રૂવે, તનનું દૈવત તેમાં ખુવે. ૭૨
ધન મેળવતાં સંકટ સહે, પાઇ પાઈ કરિને સંગ્રહે;
સાચાં જુઠાં અધિકાં કરે, કંઇ પ્રપંચ પોતે આદરે ૭૩
જુઠુ બોલી તજીયો ધર્મ, ધન મેળવવા કીધાં કર્મ;
એમ અધિક સંકટ આદરી, પુંજી કાંઇક પેદા કરી. ૭૪
વળી તેને સાચવવા માટ, નિદ્રા નાવે સુતાં ખાટ;
અરે ચોર મ્હારૂ લઈ જશે, ભર્યું ધન્ન પણ ખાલી થશે. ૭૫
કોઇ તણો વિશ્વાસ ન ધરે, રાત દિવસ ધન ચોકી કરે;
ઘડી ન જાપે મુખથી શીવ; રાત દીવસ પૈસામાં જીવ. ૭૬

એમ ધન્ન સાચવતાં અતી, સંકટ શોધે ધનનો પતી;
વળી કદી ધન જાતુ રહે, હાય હાય તવ મુખથી કહે. ૭૭
મહા મહેનતથી પેદા કર્યું, એ મ્હારૂ ધન કોણે હર્યું;
રાત દિવસ એ અન્ન ન ખાય, ધનની પાછળ પાડે કાય. ૭૮
ધન પાછળ કો ગાંડા થયા, ધન માટે કંઇ પ્રાણજ ગયા;
ધન જાતાં દુર્બળ થઇ કાય, ધન જાતાં વૈરાગી થાય. ૭૯
એવો એ માયાનો બંધ, માયા પાછળ બનિયો અંધ;
ધન ને નારી મોહનું રૂપ, લપટાયા તેમાં મહા ભૂપ. ૮૦
ખરૂ નથી એ ખોટું સહુ, શાસ્ત્ર વચનથી સાચુ કહુ;
એમાં નવ કરવો સંતાપ, ધન નારી નહી જાણો આપ. ૮૧
હશે તમારી તે જ્યાં સુધી, રહેશે તમની પાસે નકી;
ઋણાનુ બંધન પુરૂ થતાં, વાર ન લાગે તેને જતાં. ૮૨
ત્યારે એમાં શાનો શોક, કરો સંતાપ તે સઘળો ફોક;
સાથે કાંઇ લાવ્યા નથી, મળ્યુ સર્વ અહીયાં સર્વથી, ૮૩
આવ્યા એકલા જાવું એક, વીચારોને મન્ન વિવેક;
વાટે જાતાં સઘળું મળ્યું, સમય કાળથી તે તો ટળ્યું. ૮૪
તેમાં શીદ કરો સંતાપ, અંતર જ્ઞાન વિચારો આપ;
જુઠા ઉપર શાની પ્રીત, જુઠુ માટે જાય ખચીત. ૮૫

## દોહરા.

જુઠે જુઠું જાણવું લહો ન સત્ય કદાય.
સાચો એકજ શ્રીપતી કદી નહીં તે જાય. ૮૬
માટે સાચો સંગ્રહો તજી જુઠનો સ્નેહ,
અંતે કામ ન આવશે જુઠો જગનો નેહ. ૮૭
સાચાને શોધી લહો રાખો પુરણ પ્યાર;
સુખદાયક શ્રીરામજી જગપતી જગ આધાર. ૮૮

## ચોપાઇ.

જુઠા પર નવ રાખો રતી, સાચો સમરોને શ્રી પતી.
સર્વ તણું સંકટ ટાળશે, પુત્ર સમા તમને પાળશે. ૮૯

જુઠે જીવ રાખે દુઃખ થાય, અંત સમે અવગતિએ જાય;
નાશવંત પર શાને નેહ, હર્ષ શોક કરવો શિદ દેહ. ૯૦
મળતાં હર્ષ જતાં શો શોક, જ્ઞાન વિચારો થાય અશોક;
પરી બ્રહ્મને ભાવે ભજો, ધર્મ કર્મ ભ્રરજ સહુ સજો. ૯૧
બહાર જાઓ ઘરથી નીકળી, મારગમાં એક થેલી મળી;
તમે તતક્ષણ કરમાં ધરી, શહસ્ત્ર મ્હોર સોનાથી ભરી. ૯૨
જોતાં આનંદ થયો અપાર, જાણ્યું કે રીઝયા કિરતાર;
હવે સંકટ મુજ સઘળું ગયું, ધનવંતામાં નામજ થયું. ૯૩
હરખે થેલી હાથે ધરી, ચાલ્યા આગળ પ્રીતી કરી;
હૈયામાં તો હર્ષ ન માય, અંતર કંઈક વિચારો થાય. ૯૪
જવું હતું ત્યાં હેતે ગયા, કામ કરીને પાછા વળ્યા;
અર્ધ રસ્તે આવ્યા જેટલે, મળ્યા ચોર મારગ તેટલે. ૯૫
મ્હોર ભરી થેલી લઈ ગયા, હૃદયામાં આવી નહિ દયા;
ચાલ્યું તેહ તમે તો કર્યું, તોયે મનતો ના ઉગર્યું. ૯૬
રડવા લાગ્યા આપ અપાર, ચોરે આપ્યું નહીં લગાર;
ઘણી ઉદાશી અંતર થઈ, અરે હાય થેલી કયાં ગઈ. ૯૭
નયન થકી બહુ પડીયું નીર, મહા ચિંતાતુર બન્યુ શરીર;
ખાલી જેમ ઘરથી નીકળ્યા, તેમજ ખાલી ઘરમાં ગયા. ૯૮
હવે વીચારો અંતર વિષે, હરખ શોક તેમાં શો દિસે;
ગયા ઘેરથી ખાલી સહી, આવ્યા ત્યારે પણ કંઇ નહી. ૯૯
વાટે મળ્યું ને વાટે ગયું, તેમાં ઉદાશી શાને થયું;
મિથ્યા મન તમે માણિયું, મળ્યું ધન્ન નિજનું જાણિયું.૧૦૦
માંટે મનમાં શોકજ થયો, મોહ મમત મનથી નવ ગયો;
તેમજ સમજો આ સંસાર, મળ્યું સર્વ જગમાં નિરધાર.૧૦૧
તમે સાથ કાંઈ લાવ્યા નથી, લેઈ જવાનુ ના સર્વથી;
વાટે મળ્યું ને વાટે ગયું, તેમાં શાને દુઃખજ થયું.૧૦૨
જ્ઞાન વિચારો ગુણને ધરી, કરો ખોજ અંતરમાં ખરી;
સર્વ તણો સમજાશે સાર, જુઠો લાગે આ સંસાર.૧૦૩
ખરૂ નથી તેમાંનું કાંઈ, જે ભાળો તે મિથ્યા સોઈ;

માલ ખજાના અધિકું ધન્ન, શોભીતાં બહુ બન્યાં સદન્ન.૧૦૪
પુત્ર પ્રેમદા હય ગજ ઘણા, તમો સ્વામી એ સર્વે તણા;
પણ તે મિથ્યા જાણો સહી, સાચુ તેમાં કાંઈ નહી.૧૦૫
સાચો એક છે સરજન હાર, એ વીણ જુઠું સઘળું ધાર;
પ્રેમ ધરીને તેને ભજો, સ્વર્ગ તણી સામગ્રી સજો.૧૦૬

## દોહરા.

અસાર આ સંસારને તરવા કરો ઉપાય,
ગોવર્ધન કહે જગતમાં તે જીત્યો જશરાય. ૧૦૭
ભજો કૃપાળુ તાતને ધારી અંતર પ્રીત;
સદા ચરણથી ચાલતાં રીઝે પ્રભુ ખચીત. ૧૦૮
વસો સંસારે સુખમાં રખે કો ત્યાગી થઓ,
અતંર ઇશ્વર ઓળખો સહેજે વૈકુંઠ જાઓ. ૧૦૯
સાધુ પણામાં શું વધુ સંસારે શી નુન્ય,
અંતરથી પ્રભુ ઓળખે મોટુ જગમાં પુણ્ય. ૧૧૦
ભગવાં વસ્ત્રજ પહેરતાં ભગવત નહી પમાય,
શુદ્ધ હશે અંતર તદા નહી દુર જગરાય. ૧૧૧
સર્વ ધર્મનું તત્વ એ અંતર સમજે ઇશ,
સદાચરણ શુધ આતમા પ્રસન્ન શ્રી જુગદીશ. ૧૧૨
સંસારે રહિ ને સદા કરો ઉજળાં કર્મ;
ગોવર્ધન તે જાણવો સર્વે ધર્મ નો ધર્મ. ૧૧૩

---

इति श्री संसार सेतु ग्रन्थे भट्ट गोवर्धन
बिरचिते संसार असार वर्णन नाम
तृतीय स्थंभः ॥ ३ ॥

---

श्री

# संसार सेतु.

## चतुर्थ स्थंभ.



# ઈશ્વર અભિન્નતા.

—:o:—

### દોહરા.

ઈશ્વર સઘળે એક છે કદી અન્ય નવ હોય,
જગત રચ્યું એ એકલે મદદગાર નહિ કોય. ૧
નહિ સ્હાયક પાલક નહી નહી શીખ દેનાર,
સર્વ થકી તે એષ્ટ છે શક્તીવંત અપાર. ૨
ઝાડ પહાડ પશુ માનવી સૌનો તે સરજનાર,
મહાગુણુ બુદ્ધીવાન છે અગમ નિગમ જશકાર. ૩

### ચોપાઈ.

નહીં જુદો એ સઘળે એક, સત્ય જેહનો ન્યાય વિવેક;
સર્વ થકી તે બળિયો બહુ, સકળ ગુણુ બુદ્ધિ બળ સહુ. ૪
સર્વ થકી તે શ્રેષ્ટ ગણાય, અખિલ વિશ્વમાં એક મનાય;
કીડીથી કુંજર સહુ જેહ, સર્વ જગત સરજનારો તેહ. ૫
એથી બીજો નહિ બળવાન, અન્ય નહીં કો બુદ્ધીવાન;
જગત જોર સચરાચર ભર્યું, એક એકલે તેણે કર્યું; ૬
વહે સરીતા નિર્મળ નીર, સ્નાને નિર્મળ થાય શરીર;
જળ પીતાં તન શાન્તી મળે, સકળ રોગ તેનાથી ટળે. ૭
તે સહુનો રચનારો એક, વિધ વિધ સઘળુ રચ્યું વિવેક;
ગિરિ કુંજ કંઇ ઘાઢાં વન્ન, અથવા જનથી ભર્યાં સદન્ન. ૮

સોમ સૂર્ય તારા નભ રહે, વ્યોમ ભોમ જડ સ્થાવર કહે;
એ સહુનો અજનારો સાર, એકજ જાણો જગ કિરતાર. ૯
ભિન્ન દેશ કંઈ ભૂપર રહ્યા, ભિન્ન માનવી તેમાં થયા;
કોઇ તણું છે સ્વેત વદન, કોઇ દિસે છે કાળે તન્ન ૧૦
કોની તો ઘઉં વરણી દેહ, પણ સહુનો રચનારો એહ;
કો નીચા કો ઉંચા થયા, કો જાડા કો દુર્બળ રહ્યા. ૧૧
કો નિર્બળ કોઈ બળવાન, એક સહુ રચના ભગવાન;
હાથી સિંહ અજાને ઉંટ, કોટિક જીવ ભર્યા નવ ખુંટ. ૧૨
કોનાં પ્રોઢાં દિસે સ્વરૂપ, કોઇ તણાં લઘુ વરણાં રૂપ
કોઇ નયનાંમાં ન સમાય, કોઇક આંખે નવ દેખાય. ૧૩
સાગર સરવર ગિરિ અપાર, એક સહુનો સરજનહાર;
ભેદ તેહમાં ભાળો નહી, એકજ ઈશ્વર જગમાં સહી. ૧૪
કોટિક રૂપ લહે જન ઘણા, પણ નહી ભેદ કહી તે તણા;
એક એક એ સઘળે એક, પૂરવ પશ્ચિમ ઉત્તર છેક. ૧૫

## દોહરા.

એક તણો નહિ ઇશ એ સકળ જકતનો નાથ,
એક સ્થળે વાસો નહી સહુમાં રહે સંગાથ. ૧૬
સચરાચર ભૂમાં વસે ઠામ ઠામ છે વાસ,
ભૂમાં ધ્રુમાં તરણમાં સઘળે એ અવિનાશ. ૧૭

## ચોપાઈ.

નથી ભારત ભૂમીનો તેહ, નથી વિલાયતનો હરિ એહ;
અમેરિકામાં બીજો નહી, કે રૂશીયામાં ત્રીજો નહી. ૧૮
નથી તેહ બ્રાહ્મણને માટ, નથી ક્ષત્રી કે વૈષ્યને સાટ;
મુસલમાનનો પણ તે નથી, નથી ક્ષત્રીનો તે સર્વથી. ૧૯
પારસીઓ માટે નહિ તેહ, બૌદ્ધ જૈન માટે નહિ એહ;
સર્વ તણો એ પિતા સદાય, એક એકનો નહિ જગરાય. ૨૦
નથી ભિન્નતા તેને ઘેર; પ્રિય અપ્રિય નવ જાણે પેર;
ગોર ચામડીથી શું થયું, કાળીમાં શું નાશી ગયું. ૨૧

હિંદુ માટે અધિકુ કશું, મુસલમાનમાં શું બહુ વસ્યું;
પારસીઓમાં શું છે વિશેષ, ઇશ્વર બીજો હોય ન લેશ. ૨૨
એક એક એતો છે સદા, નહીં ભિન્ન રૂપે એ કદા;
એજ પ્રભુ આકાશે રહે, એજ પ્રભુ ભૂમીમાં વહે. ૨૩
એજ પ્રભુ પાતાળે હોય, એજ પ્રભુ સઘળે છે સોય;
ભારતમાં પણ ભાસે તેહ, વળી વીલાયતમાં પણ એહ. ૨૪
સહુ ભૂમીમાં ભર્યો ભરપુર, ગોચર અગોચરે બળપુર;
સાગરમાં ગિરિમાં પણ રહ્યો, કોઇ વસ્તુથી ભિન્ન ન થયો. ૨૫
સહુ સમાન એને મન સહી, ભેદ ભિન્નતા તેને નહી;
સર્વે જાણે પુત્ર સમાન, પાળે પોષે આપે માન. ૨૬
નાત જાતનો ભેદજ નથી, એક સદા જાણે સર્વથી;
બ્રાહ્મણમાં શું અધિકુ વસે, અન્ય જાતમાં શું નહિ હશે. ૨૭
એતો સહુ સંસારે લહ્યું, ત્યાંતો કાંઇ ન જુદુ રહ્યું;
બ્રાહ્મણ વૈશ્ય ગોરાને શામ, ઇશ્વર આગળ એક તમામ. ૨૮
મિથ્યા મનમાં હું પદ ધરે, સારૂ માહું મિથ્યા કરે;
ભાવ થકી ભજશે જન જેહ, તેનો ઇશ્વર જાણો તેહ. ૨૯
જેના ઉપર રાજી રામ, થાય તેહનું સઘળુ કામ;
મમત કરે કંઈ મળતું નથી, પ્રભુ પુજે પામે સર્વથી. ૩૦
અંતર પ્રીતી ધરી હમેશ, ભાવ થકી ભજશે પરમેશ;
તેનું જીવતર સફળ ગણાય, બીજુ આટાલુણમાં જાય. ૩૧
મમત કરે તે મિથ્યા સહી, એમ રામજી રીઝે નહી;
મ્હારો ઇશ્વર મોટો સાર, એમ કહે નવ આવે પાર. ૩૨
મોટો એતો મોટો સહી, છોટો કદીએ થાશે નહી;
પણ મોટો તમારો નોય, સર્વ તણો એ મોટો સોય. ૩૩
મોટો મોટો કહે શું થાય, ભજન કરેતો ભવ દુઃખ જાય;
હજારવર્ષ કહો એમ સદા, શુધ અતંર વિણ લહો નવ કદા. ૩૪
રામ એક રહેમાનજ એક, એક ઈશ્વર ને અલ્લા એક;
એક ઇશુ ખ્રીસ્તીના દેવ, એક જરથોસ્ત ગણો અહ મેવ. ૩૫
રખવ દેવ જૈનોના એહ, એક બુદ્ધ ગૌત્તમના તેહ;
શાને તમે સહુ જુદા લહો, ઇશ્વર એક સકળમાં રહ્યો. ૩૬

## દોહરા

એક ગણી પ્રભુ ઓળખો અંતર નિર્મળ થાય,
રહે ન ઈશ્વર વેગળા ઘટમાં વસે સદાય. ૩૭
મન મેલાથી દુર છે નિર્મળ મનની પાસ,
જુદા નહિ એ જાણવા એક સદા અવિનાશ. ૩૮

## તોટક વૃત્ત.

સુખ રામ કહો ઘન સ્યામ કહો,
બળ રામ કહો સુખ ધામ કહો;
રઘુવીર કહો રણધીર કહો,
બળવીર સુ શ્યામ શરીર કહો. ૩૯
મહાદેવ કહો ઇષ્ટ દેવ કહો,
રણછોડ કહો રૂખ દેવ કહો;
પરીબ્રહ્મ કહો પરમેશ કહો,
યદુવીર કહો અતિ વેશ કહો. ૪૦
અવયવ રહીત અનાદિ કહો,
બળવાન અખંડીત આદિ કહો;
સચરાચર વ્યાપક શ્યામ કહો,
ધરણીધર એ ભગવાન કહો. ૪૧
સમતા મનના ગુણ આચરજો,
ભગવાન ભલે ગમતા ભજજો;
ભજશો ધરિ ભાવ રઘુવીરને,
અથવા ભજશોજ યદુ વીરને. ૪૨
કહિ શાલિંગરામની શેવ કરો,
અથવા શિવ રૂપ સદા સમરો;
નહિ ભેદ કર્યો ભગવંત વિષે,
સચરાચર વ્યાપક એક દિસે. ૪૩
ગણિ એક સદા રઘુને યદુને,
રણછોડ વળી રૂખ દેવ સદે;

મહા દેવ શ્રી રામ અને શિવને,
સહુ એકજ રૂપ સદા ગણિને. ૪૪
મુજમાં તુજમાં તનમાં ધનમાં,
જળમાં સ્થળમાં ગિરિમાં નભમાં;
શશિમાં રવિમાં જનમાં વનમાં,
નગમાં ખગમાં સરમાં ઘરમાં. ૪૫
સહુ વ્યાપક શ્રી ઘન શ્યામ દિસે,
અખિલેશ્વર એક બધે વિકસે;
નહિ કૃષ્ણ અને રઘુનાથ જુદા,
નહિ શંકર કે નરસિંહ જુદા. ૪૬
સહુ રૂપ અખંડિત એક સદા.
જગજીવન ભીન્ન ન હોય કદા;
મન ભેદ થકી જન ભેદ લહે,
તદપી નહિ ભેદ અનાદિ કહે. ૪૭
સ્થિર અંતર ભાવ અખંડ રહે,
પરિ પુરણ એક પ્રકાસ લહે;
નહિ આદિ જુદો નહિ અંત જુદો,
કહિએ નવ ઈશ્વર થાય જુદો. ૪૮
પરમેશ્વર પુરણ એકજ છે,
જન નામ જુદાં મનથીજ ગણે;
કરનાર સહુ ધરનાર સદા,
નવ અન્ય અધીક ન હોય કદા. ૪૯

## દોહરા.

ભૂત ભવિષ્ય વર્તમાનમાં સઘળે એકજ એહ,
ગણે તે જ્ઞાની ગુણ તજી, ધરો ન મન સંદેહ. ૫૦
રીઝે નિર્મળ અંતરે જ્ઞાન પ્રકાસે ઉર,
તિમિર ટળે તતકાળ જ્યમ ઉદય થતાં જગ સૂર. ૫૧

## ચોપાયાં છંદ.

વરાહ રૂપે ધરણી લાવ્યા એ પણ એકજ જાણું,
વામન થઇને બળિને દાબ્યો ભિન્ન નહી પરમાણો;
કુર્મ રૂપથી સાગર મથિયો રત્ન ચતુર્દશ લીધાં,
ચંડ મુંડને ચોળી નાખ્યા કામ એકલે કીધાં. ૫૨
મુર નામનો રાક્ષસ માર્યો આપ અધિક બળ દાખી,
ત્રિપુરાસુર સંહાર્યો સ્હેજે ભિન્ન કુતી નવ ભાખી;
અજીત આ સંસાર નિપાવ્યો અનુપમ દેહ બનાવી,
સ્થિર સ્થાવર જંગમ જશ વાપ્યો એકજ રૂપ અનાદી. ૫૩
વિણુ ક્ષત્રી વિણુ ભોમિ બનાવી પરસર.મ બળ દાખ્યું,
રામ રૂપથી રાવણુ રોળ્યો એક રૂપ સહુ ભાખ્યું.
ગજ ઉદ્ધાર્યો ગ્રાહ મારિયો ગજેન્દ્ર તન ગિરધારી,
નૃસિંહરૂપ ધર્યું નટ નાગર એક ગણો અધિકારી. ૫૪
કૃષ્ણ રૂપથી કંશ વિડાર્યો હરી પુતના નારી,
સકટાસુર બગાસુર માર્યા નહીં ભિન્ન અવતારી;
માટ ફોડીને દધિ આરોગ્યા વનમાં ગાયો ચારી,
વ્રજ વિનતા શું વિહાર કીધો વરિ વ્રષભાન દુલારી. ૫૫
માત યશોદાને નિજ મુખમાં સૃષ્ટી સર્વ જણાવી;
મૃતિકા ખાતાં મુખ દેખાડયું ભ્રાન્તી અંતર આવી,
ગિરિ ગોવર્ધન લીધો કરમાં વ્રજ જન રક્ષા કીધી,
એકજ સર્વે જાણો અંતર છાશ આહિરની પીધી. ૫૬
વળી મથુરાં ગયા દ્વારકાં બાણાસુર મદ હરિયો,
ઉષા સ્વપ્નમાં અનિરૂધ આણ્યો કામજ્વર તન ભરિયો;
લજ્જા રાખી દ્રોપદિ કેરી નવ નવ્વાણું આપી,
લાક્ષા ગ્રહથી પાંડવ તાર્યા ભક્ત ગણ્યા ભવ કાપી. ૫૭
કુરૂક્ષેત્રમાં ગજ ઘંટાથી પક્ષી ઈંડ ઉગાર્યા,
નીમામાં અગ્નીથી જેણે માંજર બાળ બચાવ્યાં;
કુસુમ માળ આરોપી કરથી મહેતાનું મન રાખ્યું,
મીરાંનું વિષ અમૃત કીધું અધિકું બળ ત્યાં દાખ્યું. ૫૮

એ સહુ એક જગંત જશ જાણો રોહિદાસને તાર્યો,
કમાલ સુત કબીરજી કેરો તેને આપ ઉગાર્યો;
તુકારામના વેદ તારીયા ગોરાને કર આપ્યા,
નામ દેવને માટે મોહન અવળાં દ્વાર બનાવ્યાં. ૯
શુક ભણાવતાં ગુણુકા તારી શ્વપચ સુધાર્યો નામે,
એક રૂપ સહુ એ અવિનાશી કામ કર્યા ધન શ્યામે;
સુધન્વા માટે શ્રી હરિએ તાતુ તેલ શમાવ્યું,
વિષ ઠેકાણે વિષયા લખિયું તેણે સર્વ બનાવ્યું. ૧૦
સુકાળ શાનો સુત જીવાડયો ભિષ્મ તણું પણ રાખ્યું,
વિદુરજીની ભાજી જમિયા ગીતા જ્ઞાન સૌ દાખ્યું;
ધના ભકતનું ખેતર વાવ્યું તુંબીમાં અન આવ્યું,
એકજ એ સઘળું રચનારો કરે મન્નનું ફાવ્યું. ૧૧
કોટિ કામ પણ એકજ કરતા અન્ય નથી એ જાણો,
ભેદ ન સમજો ભૂધર કેરો પુરણુ સર્વ પ્રમાણો;
અન્ય તણી શકતી નહિ એવી નવિન કાંઇ ના થાયે,
કરતા સઘળું અંતર જામી અકલિત કળા ગણાયે. ૧૨

## દોહરા.

એક ગણી હર નિશ ચહો અંતર પ્રેમ અપાર,
વિઠુલ હોય ન વેગળા રહેશે ઘટ મોઝાર. ૧૩
ભેદ આપણા અંતરે પણ હરિમાં નહિ ભેદ;
પુરણ સઘળુ પાત્ર એ સદાય નાથ અછેદ. ૧૪

## ચોપાઈ.

જુઓ વિચારો મનમાં વાત, જગતપતીએ જગના તાત;
એતો જુદા કેમ જણાય, ભિન્ન રૂપમાં કેમ ભણાય. ૧૫
એક સરોવર ભરિયું નીર, સર્વે બાજુ એકજ ક્ષીર;
તેમાં ભેદ ન હોય લગાર, ખારૂ મીઠું તે નહિ ધાર. ૧૬
એક બાજુ તે ઉષ્ણુ ન થાય, બીજે શીતળ કેમ ગણાય;
વળી શ્યામ કે શ્વેતન હોય, સર્વે બાજુ એકજ સોય. ૧૭

તેમ પ્રભુ સચરાચર ભર્યો, ઠામે ઠામે તે વિસ્તર્યો;
તહા અર્ધ કયમ હિંદુ હોય, મુસલમાન કયમ અર્ધ સોય. ૬૮
એવી કલ્પના કેમ મનાય, માને તે મૂરખ કહેવાય;
એતો સઘળે એકજ રૂપ, ત્રણ ભુવનનો ભારે ભૂપ. ૬૯
નિજ મનમાં આવ્યું તે લહ્યું, કોઇએ કૃષ્ણ સ્વરૂપજ કહ્યું;
કોઈ લખે કે એતો ગૌર, કોઇ કહે છે ભરિયું શૌર. ૭૦
કોઇ ચાર ભૂજના લહે, કોઇક હજાર હાથના કહે;
કોઇ કહે બ્રાહ્મણની જાત, કોઇ કહે ક્ષત્રીની નાત. ૭૧
કોઈ કહે કે વનચર થયા, કોઇ કહે એ જળમાં રહ્યા;
એહ વાત સર્વેની ખરી, કારજ માટે બનિયા હરી. ૭૨
રામરૂપ સચરાચર ભર્યું, મન માન્યું તે લાગ્યું ખરૂ;
ફાવે તેવું ગણજો આપ, તેમાં નહિ લાગે કંઈ પાપ. ૭૩
માત્ર અંતર જો ચોખું હશે, ધાર્યું કારજ સઘળું થશે;
પુરણ પ્રેમ હશે મન માંય, સત્ય પ્રભુમાં શશંય નાહી. ૭૪
મિથ્યા સહુ સમજે સંસાર, નિર્મળ પ્રીતી મનમાં ધાર;
સદા ચરણ સત્યે, ચાલશે, પરમારથ પ્રીતી રાખશે. ૭૫
તેવા જન પર ત્રુઠે નાથ. હેત કરી પ્રભુ ઝાલે હાથ;
સદાકાળ એ સ્હાયે થશે, સંકટ સઘળાં તનનાં જશે. ૭૬
જીતાયો સઘળો સંસાર, ઉતરિયો ભવ સાગર પાર:
અમર થયો અવિનાશી વર્યો, આયુષ્ય તેણે સાર્થક કર્યો. ૭૭
માત પિતાનો કર્યો ઉદ્ધાર, ચોરાશી ઉતાર્યો ભાર;
જેણે રામ રીઝાવ્યા સહી, ભકતી કરિ શુભ સાધન લહી. ૭૮
એથી બીજુ અધિકુ નથી, શ્રેષ્ટ કર્મ એતો સર્વથી;
મહાદુખથી મુકાવે તેહ, ભવસાગર તારે શુભ એહ. ૭૯
ભેદ લહ્યા વિણ પ્રભુને ભજો, સુખ સ્વર્ગનું ખાંતે સજો;
માયાનો જુઠો છે દોર, શાને રાખવો તે પર તોર. ૮૦
અંતે એમાં કાંઇ નથી, સત્ય વાત ઇશ્વર સર્વથી;
મહા દુઃખ ટાળે પળમાં આપ, સપ્ત જન્મ કેરા સંતાપ. ૮૧
અજ્ઞાને વળગીને અતી, શીદ ભુંડી કરવી નિજ ગતી;
અંતર વાત વિચારો ખરી, સુખે સમરો ને શ્રીહરી. ૮૨

### દોહરા.

હરિ સમરણથી સર્વદા હોયે સઘળું સુખ,
એહો આશરો રામનો સર્વ વિડારે દુઃખ. ૮૩
જીવ કહે કે મેં કર્યું પણ કરનારો એક,
ગોવર્ધન તેને ભજો રાખો તનનો ટેક. ૮૪
એક પ્રભુ છે એકલો સઘળે એકજ એહ,
ગોવર્ધન તે શરણ છે તારણ મુજનો તેહ. ૮૫

———:o:———

इति श्री संसार सेतु ग्रन्थे भट्ट गोवर्धन
विरचिते इश्वर अभेद् वर्णन नाम
चतुर्थ स्थंभः ॥ ४ ॥



श्री

# संसार सेतु.

## पंचम स्थंभ.

---

## મહિમા.

---

### દોહરા.

મહિમા ઇશ્વરનો અધિક મુખથી નવ કહેવાય,
જગત ભર્યું ભરપુર છે કયમ વર્ણન તે થાય. ૧
જ્ઞાન વિચારો ઉરમાં સમજાશે સહુ વાત,
ઠામ ઠામ ભાસે અતી પ્રભુ શકતી સાક્ષાત. ૨
એ શકતીને ઓળખે થાયે સઘળું કામ,
પ્રેમ વધે પરિ બ્રહ્મશું રાજી થાયે રામ. ૩

### ચોપાઇ.

પ્રભુ મહિમા આ જગમાં ભર્યો, જ્યાં ભાળો ત્યાં સૌ વિસ્તર્યો;
નદી સરોવર સાગર સાર, પર્વત નગ્ર લહો નિરધાર. ૪
જ્યાં ભાળો ત્યાં પ્રભુજી વશ્યા, જરા દૂર નવ તેતો ખશ્યા;
જુઓ વિચારી અંતર આપ, તમમાં પણ એ પ્રભુ પ્રતાપ. ૫
ભાળો જગ રચનામાં તત્વ, લઘુ તૃણમાં પણ કેવું સત્વ;
ચમત્કાર બહુ તેમાં ભર્યો, જોતાં જુક્તિ ઘણીથી કર્યો. ૬
બુદ્ધી બળથી કરો વિચાર, નીહાળો તરૂ રચના સાર;
મૂળ મહી જળને સિંચતાં, પત્રે ડાળે જળ પાંચતાં. ૭
થડ ડાળાંની રચના કરી, શાખા પત્રમાં જુકતી વરી;
પ્રભુ મહિમા એ કેવો રહ્યો, કોઇ થકી નવ જાયે કહ્યો. ૮

અંકુર ફુટતાં ફુલનો વાસ, ફુલ મહી છે બીજ નિવાસ;
તેહ બીજથી વૃક્ષજ થાય, સદા વંશ એમ ચાલ્યો જાય. ૯
એતો પ્રભુની શકતી જાણુ, બળિયો ઇશ્વર સત્ય પ્રમાણુ;
જુઓ બાળ નાનું અવતરે, ધીરે પ્રભુજી મોટું કરે. ૧૦
ભૂખ તરસનું આવે ભાન, ભણુવા ગણુવા ઉપજે જ્ઞાન;
વળી મ્હારૂ ત્હારૂ મન લહે, માત તાત એ મુખથી કહે. ૧૧
એ પણુ પ્રભુની શકતી જાણુ, તે વિણુ બીજો કરશે કોણુ;
સર્વ કાજ એ પોતે કરે, નિજ શકતીને સહુ અનુસરે. ૧૨
એમ જગતમાં સઘળું થાય, તે સહુ પ્રભુની શક્તિ ગણાય;
સૂર્ય શશીની રચના કરી, જુઓ વિચારો તેને ફરી. ૧૩
કેવાં તારાનાં ઝુમખાં, ચિત્ર વિચિત્ર એ શોભી રહ્યાં;
ગ્રહોની રચના કરી અપાર, કોણુ માનવી પામે પાર. ૧૪
વળિ આકાશે વાદળ થાય, તેમાંથી વારી સિંચાય;
તેથી જગને જીવન મળે, જેથી અન અધિકુ નીપજે. ૧૫
કેવાં અદ્દભુત પ્રભુનાં કામ, સૌથી સમરથ રાજા રામ;
જેની શકતીનો નહી પાર, અખિલ વિશ્વનો એ આધાર. ૧૬
ઘટતાં સઘળાં કીધાં કામ, કસર ન રાખી કાંઇ રામ;
યોગ્યે યોગ્ય સહુ આપિયું, સ્થિર સ્થાવર સહુમાં સ્થાપિયું. ૧૭
કસર ન રાખી કરતાં કશી, ભૂલ ન્હીં કંઇ તેમાં વશી;
જેને જેવું જોઇએ સાર, તેને તે આપ્યું નિરધાર. ૧૮
જુઓ સુર પક્ષી એક શુદ્ધ, ખાય નિત્ય એ સો મણુ દૂધ;
ત્યારે તનની શાંતી વળે, સો મણુ દુધ નવ મળતાં મરે. ૧૯
એવું એ પક્ષી કહેવાય, દુધ વિના નવ બીજુ ખાય;
તો પરમેશ્વર દીન દયાળ, સરજ્યાં તે ક્ષિર સાગર પાળ. ૨૦
અન્ય સ્થળે એ પક્ષી હોત, દુધ વિના તન આવે મ્હોત;
પણુ ઇશ્વર સહુ જાણે વાત, પય દધિ તીરે સરજી જાત. ૨૧
જોવો એતો દીન દયાળ, શકતી વંતો સહુ ભૂપાળ;
વિશ્વનાથ વિશ્વંભર ધણી, જેની બુદ્ધી સહુથી ઘણી. ૨૨

---

## મંદાક્રાન્તા વૃત્તમ્.

આનંદાત્મા અધિક બળિયો ઇશનો ઇશ એ છે,
સાધો તેને સરવ સમયે સાધવા યોગ્ય તે છે;
જ્ઞાને ધ્યાને ધરમ સમજી સૌ ક્રિયાઓ કરોને,
દેહે ગેહે સુલભ સુખદા ધ્યાન તેનું ધરોને. ૨૩
માતા ત્રાતા વડિલ શિરના પુજ્યને પ્રાણદાતા,
સર્વ સ્થાને સુખકર ગણી સાધશો સુજ્ઞ જ્ઞાતા;
નાકો નાકો જગત સહુમાં એક છે સત્ય એહ,
જેની આજ્ઞા અવની તળમાં સર્વથી શ્રેષ્ટ તેહ. ૨૪
જે શકતીથી ભુવન ભુવનો પુર્ણ રૂપે પ્રકાસે,
જે શકતીથી શશી રવી સહુ સર્વદા શુદ્ધ ભાસે;
જે શકતીથી અવનિ તળ આ ચીરનેસ્થીર રે'છે,
જે શકતીથી ઉદધી સરખો આગનામાં રહે છે. ૨૫
જેની શકતી થકિ ધરિ શિરે ભોમિ જો સત્વ શેષે,
જે શકતીથી ભ્રમણ કરતા સૌ ગ્રહો પ્રોઢ વેષે;
જે શકતીથી ગિરિવર રહ્યા સ્થીર જો ભોમિ ધારી,
જે આજ્ઞાથી વહન કરતી છે સરીતા સુખાળી. ૨૬
જેની આજ્ઞા શિર ધરિ સદા સત્ય પર્જન્ય થાયે,
જેના જોરે જગત વિકસે કોટિ કાર્યો ગણાયે;
એવો એવો અધિક મહિમા જકતના નાથનો છે,
ભાળી ભાળી હૃદય હરખે સત્ય તે સત્ય તે છે. ૨૭
આનંદે છે અધિક મનડુ ઇશનાં કૃત્ય જોઇ,
ઉર્મી આવે તદપિ ઉરમાં નિર્ખતાં ચિત્ત પ્રોઇ;
પામે પાંમે તન મન વિષે હર્ષ સંપુર્ણ પામે,
જોતાં જોતાં જગત રચના મજ્ઞ તેથી વિરામે. ૨૮
એ દેવાધી હળણુ દુખના દુઃખ સર્વે નિવારે,
તારે તારે ભવ દધિ થકી સર્વદા તાત તારે;
વારે વારે મલિન મનને દુષ્ટતાથીજ વારે,
ધારી ધારી ધરણિ ધર એ સર્વ કષ્ટો નિવારે. ૨૯

## દોહરા.

શકતી જેની સર્વમાં ભુમિ જળ ગિરિ આકાશ,
વ્યાપક સઘળા વિશ્વમાં એક એક અવિનાશ. ૩૦
જેના બળથી ઉપજે પળમાં કોટિક જંત,
જગત સહુ વિકસે સદા જે બળ થકી અનંત. ૩૧

## ચોપાઈ.

અપાર જેની શકતી દીસે, કોટિ જકત જેના તન વસે;
રૂપ વિરાટ અતી બળ જેહ, ઉદર સમાવ્યું સઘળું તેહ. ૩૨
મુખથી કીધા બ્રાહ્મણ સાર, બાહુથી ક્ષત્રી નિરધાર;
ઝાંગ થકી તો વૈશ્યજ સરજ્યા, પાદ થકી તો શુદ્રો રચ્યા. ૩૩
મનથી ચંદ્ર રચ્યો રસ ધરી, નયન થકી ઉપજાવ્યો રવી;
કર્ણ થકી વાયુને કીધ, મુખ થકી અગ્ની શુભ દીધ. ૩૪
કીધુ વારી નાભી થકી, અંગે ધરણિ ઉપજાવી નકી;
એમ જગતની રચના કરી, નિજ શકતી સઘળે વિસ્તરી. ૩૫
સર્વ કાર્ય કરવાજ સમર્થ, સર્વ કાર્યનો સાધે અર્થ;
પળમાં રંકનો રાજા કરે, પળમાં સુખ રાજાનું હરે. ૩૬
કોટિક ધન્ન ગરિબને દીયે, ધનપતિનું ધન પળમાં લિયે;
પળમાં વંઝાને આપે પુત્ર, નિષ્ફળ કરે પળમાં ઘર સૂત્ર. ૩૭
જળને સ્થાનક સ્થળ તે કરે, સ્થળ માંહે વળી જળને ભરે;
સઘળુ કરવા એજ સમર્થ, સર્વ વાતનો સાધે અર્થ. ૩૮
ગતી પ્રભુની નહી ગણાય જુકતી ઝાઝી કેમ જણાય;
અકળ કળા ઇશ્વરની કહે, સર્વ જગત તે મધ્યે રહે. ૩૯
માણસ જાણે કે હું કરૂં, સર્વ દુઃખ મુજ બળથી હરૂં;
હુંતો સહુમાં ડાહ્યો જાણુ, પંચ લોક સહુ કરે પ્રમાણ. ૪૦
એમ મમત મનથી આદરે, મિથ્યા એ સહુ મનથી કરે;
પણ કર્ત્તા છે એકજ ઇશ, મહા બળિયો એ શ્રી જુગદીશ. ૪૧
શરણાંગત પાલન સુખકાર, પરમ કૃપાળુ જંન ઉપકાર;
મંગળ રૂપ મનોહર નાથ, અખિલ વિશ્વનો એ છે તાત. ૪૨

## દોહરા.

એ મહિમા ઇશ્વર તણો ગાવા કોણ સમર્થ
બળ શકતી લેખું નહી ત્યાં કયમ સરશે અર્થ. ૪૩
અલ્પ જીવ મતિ લેશ આ ઇશ્વિર અતિ બળવાન,
જશથી જગ ઉજવળ દિસે કેમ કરૂં ગુણ ગાન. ૪૪
પ્રભુ તુજ ગુણ ગાવા તણી ઇચ્છા ઉર અપાર,
પણ એ શકતીથી અધિક કામ ગણે નિરધાર. ૪૫
ઇશ્વરની શકતી કદી કોથી કથિ ન શકાય,
અલ્પ મનુષ શું પ્રીછસે એ પ્રભુ જગનો રાય. ૪૬
નગ શિખરે ચઢવા ચહે પંગો ધરી હુલાસ,
હસ્તી સાથ પિપિલિકા કરે વિચરવા આશ. ૪૭
સાગર જળ પ્રાશન ચહે મેડક ધરી અહંકાર,
ઇચ્છે અળશિયું શીરપર ભોમી ધરવા ભાર. ૪૮
અજા સિંહને જીતવા ઇચ્છે ઉરમાં આપ,
ત્યમ પ્રભુ શકતી જાણવા કારજ એહ અમાપ. ૪૯
માણસની બુદ્ધી થકી કેમ થાય એ કામ;
જગત ભર્યું બહુ જશ થકી મહિમા મોટો રામ. ૫૦
ઇશ્વર ગુણ અમૃત થકી ભરિયો અબ્ધિ અપાર;
કિંચિત પાન કર્યા થકી થાય અમર અવતાર. ૫૧
માટે ઇચ્છો ઉરમાં કરવા અમૃત પાન,
જ્યમ પારસના સ્પર્શથી કાંચન લોહ સમાન. ૫૨
લઘુ દિપક પણ ભુવનમાં કરે તિમિરનો નાશ,
ત્યમ કિંચિત હરિ ગુણ થકી વસે અંતર અવિનાશ. ૫૩
અવધી ઇશ્વિરની નથી શોધો તત્વ તમામ,
શહસ્ર જીંહ્વા શેષની તો પણ હાર્યા હામ. ૫૪
મુનિ માર્કંડ મથ્યા જુઓ લક્ષ વર્ષ વશિ વન્ન;
હરિ ગુણ અવધી નવ મળી વદતાં વિમળ વચન્ન. ૫૫
સાગર જળ પ્રાશન કર્યું ધારી તનમાં ટેક,
અંત મળ્યો ન અગસ્તને હરિ ગુણ વાદ વિવેક. ૫૬

હર્ષ થકી મુનિ વાલ્મિકે ભાખ્યા પુરણ લોક,
શિમા મળી નહિ શાસ્રમાં ઇશ્વર ગુણ અભેદ. ૫૭
સમર્થની શકતી જ્યહાં પહાંચી નહિ લવ લેશ;
તો તૃણવત્ કયમ લહિ શકે અલ્પ·મતી અવિશેષ. ૫૮
તો પણ સમરો તાતને નામે ભવ દુઃખ જાય;
મન ઇચ્છા પુરી પડે સહેજે સવણુ થાય. ૫૯
રામ નામ મુખ ઉચરતાં સફળ થાય સહુ કાજ,
મહિમા અધિકો નામમાં વધે લોકમાં લાજ. ૬૦
પ્રભુ કવિતા પારસમણી શબ્દે શબ્દ વિશેષ,
ઘર બેઠાં કાંચન બને પામે દામ વિશેષ. ૬૧
પારસ જ્ઞાનને સ્પર્શતાં અજ્ઞાન લોહ ટળિ જાય,
ખસે કુબુધ્ધી દીનતા ધનપતિ ધર્મ જણાય. ૬૨
દુર્લભ આ જગમાં અતી હરિના ગુણ ગવાય,
ભવ સાગર તરવા તણું નૌકા નામ મનાય. ૬૩
એમ ગણી અંતર થકી જાણો પ્રભુ ચરિત્ર,
ટળે સકુળ અઘ આપદા થાશો પરમ પવિત્ર. ૬૪
આગળ ઉત્તમ કવિવરે કીધા બહુ ઇતિહાસ,
વ્યાસ વાલ્મિકી આદિ જે કીધાં નામ પ્રકાશ. ૬૫
વળિ આદીથી આજમાં કઇક થયા કવિ જન્ન;
ભૂલ્યા નહિ ભગવાનનાં ચરિત્ર રચવા મન્ન. ૬૬
ભકત થયા બહુ ભૂમિમાં ગાયા યશ કિરતાર,
અખંડ ભકતી ઉર ધરી તરી ગયા સંસાર. ૬૭
પ્રભુ આગળ અહંકાર શો દિન થઇ રહો હમેશ,
કયાં મેરૂ કયાં કાંકરો કયાં કિટ રવિ ઉજેશ. ૬૮
ગાંડુ ઘેલું કદિ વદો પણ ધરિ અંતર પ્યાર,
પ્રભુ ગુણ ગાતાં સર્વદા હોય ન દોષ લગાર. ૬૯
નામ પ્રતાપે સહુ મળે મન ચિંતવ્યું સહુ થાય,
સંકટ તનનાં શહસ્ર વિથ પળમાં દુર પળાય. ૭૦
રામ નામ મુખ ઉચરતાં સંકટ સઘળાં જાય,
"વસે સદા વૈકુંઠમાં જય જય જગમાં થાય. ૭૧

રામ નામથી નહિ અધિક યજ્ઞ યાગ વ્રત જેહ,
સર્વે જકતનું તત્વ શુભ રામ નામ છે તેહ. ૭૨
સત્ય ઉપાસન શ્રી પ્રભુ તન મન પ્રેમ અપાર,
રાત દિવસ રસના રટે તે ઉતરે ભવ પાર. ૭૩
રામ નામ એ ત્ય છે નહિ કો તેહ સમાન,
અખિલ વિશ્વમાં એક એ બહુ ખુબી બળવાન. ૭૪

## હરિગીત છંદ.

મુખ રામ કહો મુખ રામ કહો મુખ રામ કહો મુખ રામ કહો
સુખવંત સાધન રૂપ શકતી વંત શ્રી મુખ રામ કહો;
દાતાર દયાળુ દીન જન પ્રતિપાળ શ્રી મુખ રામ કહો,
ભૂપાળનો ભૂપાળ એ ભગવંત મુખથી રામ કહો. ૭૫
મુખ રામ કહેતાં હામ પામે દુઃખ વામે દેહના;
સહુ કામ થાયે કષ્ટ જાયે ભાગ્ય સુધરે તેહનાં;
દેખાય છે ગુણ અધિક ભાઇ રામ નામ ઉચારતાં,
રસના સદાય પવિત્ર તેથી રામ વાણી ભાખતાં ૭૬
જ્યાં રામ વાણી હોય ત્યાં યમ દૂત આવી ના શકે,
વળિ પાપ દૂર પળાય તેથી કાળ સરખો નવ ભખે;
જ્યાં રામ ગુણ ગવાય ત્યાં સહુ દેવતા આવી મળે,
ગિર્વાણ એ ગુણવાન પાવન રામ વાણી સાંભળે. ૭૭
છે અધિક બળ આ વિશ્વમાં સહુ વ્યાપ્ત સઘળે રામ છે,
જળમાં વસે સ્થળમાં વસે ગિરિ ગહ્વરમાં પણ રામ છે;
નહિ રામ વિણ કંઈ સ્થાન ખાલી સર્વ માંહી રામ છે,
સહુ રામ મય આ મેદની સહુ રામ છે સહુ રામ છે. ૭૮
સહુ રામ રાજા રામ પ્રજા રામ ચાકર શેઠ છે,
ગુણ રામ સુખ દુઃખ સર્વથા બળ રામ ઉપર હેઠ છે;
છે રામ અતિ શ્રીમાન જગમાં રામ સહુ ભુપાળ છે,
શ્રી રામ પ્રસર્યો ઠામ ઠામે રામ જગનો પાળ છે. ૭૯
છે શાહ અમિર ગરીબને ભૂપાળનો પણ ભૂપ છે,
એ દેવનો પણ દેવ અગણિત વિશ્વરૂપ અનૂપ છે;

જયાં જયાં જુઓ જગ વસ્ત સઘળે વ્યાપ્ત એકજ રામછે
શ્રી રામ સચરાચર ભર્યો ભરપૂર જગમાં રામ છે. ૮૦
તે માટ અંતર શુદ્ધ કરિને ભાવથી ભજ રામને,
સંસાર સુધરે સ્હેજમાં શેવો સદા શ્રી રામને
શ્રી રામ નિશદીન ઉરમાં શ્રી રામ અંતર વાસ છે,
રસના વદે શ્રી રામ રસથી રામ અક્ષર ભાસ છે. ૮૧
શ્રી રામ હરનિશ રામ હરનિશ રામ રામ વદો સદા,
શ્રી રામ તનમાં રામ મનમાં રામ નયને સર્વદા;
જાગૃત સુષુપ્તી સ્વપ્નમાં ઉઠે ધ્રુની ઉર રામની,
સહુ ઉર આત્મારામ સમરે ઝંખના મન રામની. ૮૨

## દોહરા.

રામ સદન સુખ આપતો અંતે પણ છે રામ,
આદિ મધ્યને અંતમાં પ્રતાપ વંતો રામ. ૮૩
જયાં શશિ બળ પ્હોંચે નહી જયાં નહી રવી ઉજાશ,
ત્યાં બળ વ્યાપક શ્રી પ્રભુ ત્યાં છે રામ પ્રકાશ. ૮૪

## મનહર છંદ.

જેનો કોઇ ઇષ્ટ નાહી શિરકો સમર્થ નાહી,
અન્ય બુદ્ધિવંત નાહી સર્વમાં એ એક છે;
રામની સમાન નાહી કોઇ કળાવાન નાહી,
જગ રચનાર રામ સત્યનો વિવેક છે;
અખંડ અપાર ઇશ સરવ તણો અધીશ,
નહીં કોઇ શીષ જેના રાજયમાંહી નેક છે;
કહે છે ગોવરધન રામ સત્ય ધામ એટ,
રામ રામ રામ સહુ અખીલ એ એક છે. ૮૫
વેદનું રહસ્ય રામ ગુરૂ તણું જ્ઞાન રામ,
માયાનો પ્રકાશ રામ મુળમાં એ રામ છે;
શાસ્ત્ર તણો સાર રામ ત્રીભુવનં તત્વ રામ,
જ્ઞાનનું સ્વરૂપ રામ ભોમી રસ રામ છે;
શશી તણી શાન્તી રામ ભાનુનો પ્રકાશં રામ,

સાગરમાં જળ રામ સરવ એ રામ છે;
વૃક્ષ તણું બીજ રામ આત્માનો આધાર રામ,
ગોવર્ધન અંતરમાં રામનો વિશ્રામ છે. ૮૬
લોભીને પાતાળ રામ ઉપર આકાશ રામ,
ગગન વિકાસે રામ શુન્ય મહી રામ છે;
દાતારનું પુણ્ય રામ ભકતનું રટણ રામ,
જ્ઞાનિઓનું જ્ઞાન રામ મુનિ ઉર રામ છે;
યોગી તણો યોગ રામ કામીઓનો કામ રામ,
ભવન સદન રામ સૂખ દુઃખ રામ છે;
સ્નેહીઓમાં સ્નેહ રામ બળિયામાં બળ રામ,
ગોવર્ધન અંતરમાં વશ્યો સદા રામ છે. ૮૭
નયનનું તેજ રામ નાશિકા સુગંધ રામ,
રસનાનો સ્વાદ રામ દેહ બળ રામ છે;
ગોચર અગોચર અનેક રંગ રામ રામ,
શીતળતા ઉષ્ણુતા એ આદી સહુ રામ છે;
વન્હિમાં દહન રામ નીર નિર્મળતાઇ રામ,
સમીર સુગંધ રામ તત્વ રૂપ રામ છે.
અન્ન તણું સત્વ રામ ગ્રન્થ તણું તત્વ રામ,
ગોવર્ધન અંતરમાં વશ્યો સદા રામ છે. ૮૮
પાતાળ આકાશ રામ ભૂતળમાં ભર્યો રામ,
રામ રામ રામ જ્યહાં ભાળો ત્યહાં રામ છે;
કીટ અને કુંજરમાં મેરૂ અને કંકરમાં,
ગાય અને ગર્ધભમાં એકજ એ રામ છે;
બ્રાહ્મણ ને સ્વપચમાં રાય અને રંક માંહી,
શ્રીમાન ગરીબ માંહી એક રૂપ રામ છે;
વૃક્ષ અને તૃણુ માંહી અજા અને સિંહ માંહી;
ગોવર્ધન અંતરમાં વશ્યો સદા રામ છે. ૮૯
રામના પ્રતાપે ભાનુ સૃષ્ટીને શોભાવે સત્ય.
રામને પ્રતાપે શશી શીતળ શોભાય છે;

રામને પ્રતાપે ગિરિવર સ્થિર થઇ રહ્યા,
રામને પ્રતાપે ભૂમી અચળ જણાય છે;
સાગર સમાન રહે નીયમમાં રામ થકી,
ઔષધી અઢાર ભાર રામથી રક્ષાય છે;
શીત ઉષ્ણ વર્ષા સહુ ઋતુઓના ભેદ લહુ
ગોવર્ધન ગણે એતો રામ મહિ માય છે. ૯૦
સવિતાનું તેજ નહીં ત્યહાં પણ રામ ભાસે,
શશી તણી શીતળતા નહી ત્યહાં રામ છે;
સમીરનું બળ નહી જીવનો સંચાર નાહી,
નહીં નહીં કાંઇ પણ તેહ સ્થાન રામ છે;
સુક્ષમમાં સુક્ષ્મ રામ પ્રૌઢ થકી પ્રૌઢ રામ,
દર્શક અદર્શક પદાર્થ માંહી રામ છે,
વિરાટ સ્વરૂપ રામ પિપિલિકા પ્રાણ રામ,
ગોવર્ધન ઘટ માંહી વસ્યો સદા રામ છે, ૯૧
રામનું અધીક બળ જગતમાં જાણે સહુ,
ભાનુ શશી સાગરનો સરજનાર રામ છે;
એક પણ અનેક જીવોનું પ્રતિ પાળ કરે,
કીટથી કુંજર તણો રક્ષ પાળ રામ છે;
પળમાં નિપાવે કોટી જંત એ બ્રહ્માંડ માંહી,
પળમાં સંહારે કોટી જંતને એ રામ છે;
ઉત્પત્તી સ્થીતી ને લય ત્રી ગુણનું તત્વ તેહ,
ગોવર્ધન ઘટ માંહી વસ્યો સદા રામ છે. ૯૨
તત્વ સૌ તપાસતાંમાં તત્વ સહુ ભાસે તેમાં,
તત્વનું મહત્વ દીસે સત્વ રૂપ રામ છે;
સ્વરગ મ્રત્યુ પાતાળ અનેક બ્રહ્માંડ રચ્યાં,
બુદ્ધિમાં અનંત મહા બુદ્ધિવંત રામ છે;
વિચાર કરી અપાર રચના રચી વિશેષ,
કામમાં ના ભૂલ એ વિચાર વંત રામ છે;
હાથીને આપ્યું છે મણ કીડીને તો આપ્યો કણ,
ગોવર્ધન ગુણી ને વિવેક વંત રામ છે. ૯૩

પળે પળે જીવને રક્ષે છે સદા રામ સત્ય,
જાગતાં કે ઉંઘતામાં રક્ષક એ રામ છે;
ચાલતાં કે બેસતાં કે મહેલ મંદીર માંહી,
સુંવાળી શૈયામાં પણ રાખનાર રામ છે;
રામની કૃપા વિના તો ક્ષણ પણ જાય નહી,
ક્ષણ પ્રતિક્ષણ સાચો સુખકારી રામ છે;
નહી તેહ વિના કાંઇ રામ રામ રામ સહુ,
ગોવર્ધન ઘટ માંહી વશ્યો સદા રામ છે. ૯૪

## દોહરા.

એવો બળિયો અધિક જે એક સદા સુખ ધામ,
ગોવર્ધન જાણો સદા રાખણ વાળો રામ. ૯૫
અધિક નથી કો એહથી સહુના શિરપર રામ,
ગોવર્ધન ભકતી થકી પહોંચાડે સુખ ધામ. ૯૬

---

इति श्री संसार सेतु ग्रन्थे भट्ट गोवर्धन
विरचिते इश्वर महिमा वर्णन
नाम पंचम स्थंभः ॥ ५ ॥

श्री

# संसार सेतु.

## षष्टमो स्थंभ.

---

## મનુષ કર્ત્તવ્ય.

—:o:—

### દોહરા.

જેણે અતિ ઉપકાર કરિ આપ્યું મનુષનું તન્ન,
તે પ્રભુને કયમ વીસરો જગપતિ જગજીવન્ન. ૧
મોંઘો મનુષા દેહ છે વળિ વળિ કરો વિચાર,
શું કર્ત્તવ્ય છે આપણું શોધો જગમાં સાર. ૨
જન્મ ધર્યો જે કારણે મોંઘો મનુષા દેહ,
કર્ત્તા નવ વીસારશો કર્ત્તવ્ય ત્યાગી તેહ. ૨

### ચોપાઈ.

મોંઘો આ માણુસનો દેહ, ધન ખરચે નવ પામો તેહ;
દુર્લભ તેથી સહુકો કહે, મનુષ જનમને શ્રેષ્ટજ લહે. ૪
લખ ચોરાશી યોની ભણી, સહુ શાસ્ત્રમાં સિદ્ધજ ભણી;
પણ તે સહુથી નેષ્ટ મણાય, મનનુ ધાર્યું કાંઇ ન થાય. ૫
વળી જ્ઞાન તેઓમાં નથી, ખરૂ ખોટું સમજે ના કથી;
ભલા બુંરાનો લહે ન ભેદ, સત્ય અસત્યના જાણે છેદ. ૬
નહિ તેને બીજું કંઇ જ્ઞાન, ભય નિવારવાનું નહિ ભાન;
વનગર થઇને વનમાં રહે, ટાઢ તડકો સૌ શિરપર સહે. ૭
નિવારવા શકતી નવ મળે, તર્ક કલ્પના કાંઈ ન કળે;
નહિ બુદ્ધી વિદ્યા નહિ કશી, જીવન ગાળે વનમાં વશી. ૮

પણ માનવમાં શકિત અપાર, ભલા ભુંડાનો સમજે સાર;
સુખ મળે તે કામો કરે, દુઃખ થાય તેવું પરહરે. ૯
વળી સર્વથી મોટું જ્ઞાન, શિરપર જાણે શ્રી ભગવાન;
ઇશ્વર છે આ જગનો ધણી, તેની શકિત વ્યાપી ઘણી. ૧૦
સારાં કર્મ આપે સુખસાર, ભુંડાં કર્મે દુઃખ અપાર;
એહ જ્ઞાન માણસમાં રહ્યું, તેથી સરવે શ્રેષ્ટજ કહ્યું. ૧૧
માટે શ્રેષ્ટ મનુષ્ય તન લહી, શુભ વર્તનથી ચાલો સહી;
શ્રેષ્ટ કર્તવ્ય સંભાળો ઉર, પ્રભુ સમરો લાવી તન શૂર. ૧૨
હરી ચરણ રાખો તન સદા કુપંથમાં નવ જાશો કદા;
ખરો ધર્મ ધારણ કીજીએ, રામ નામ મુખથી લીજીએ. ૧૩
ભુંડું કોનું ચહાવું નહી, ભલું થાય એમ કરવું સહી;
પર દુઃખે દાઝે નિજ દેહ, પરોપકાર પર પ્રીતી જેહ. ૧૪
દયા ધર્મ ધારો મન અતી, અંતર શુદ્ધ કરો સર્વથી;
અધર્મ આચરશો નહી લેશ, વદવી વાણી સત્ય હમેશ. ૧૫
અસત્ય કદી આચરવું નહી, કુડ કપટ નવ કરવું સહી;
સત્ય સર્વદા શ્રેષ્ટજ ગણો, અસત્ય એ દુઃખદાયક ભણો. ૧૬
સત્ય થકી રીઝે ભગવાન, સત્ય થકી પામે ગુણ જ્ઞાન;
સત્ય થકી ધન સંપત મળે, સત્ય વડે સહુ સંકટ ટળે. ૧૭
પરમેશ્વર પર રાખો પ્રીત, સત્ય પરાયણ થાવ ખચીત;
દાન ધર્મ શકતી વત કરો, પણ અંતરમાં ઇશ્વર ધરો. ૧૮
પ્રભુ કર્તા છે સહુનો સાર, આપણથી નવ થાય લગાર;
સુખ દુઃખનો તે દેનાર, ભલું ભુંડું સહુ તે કરનાર. ૧૯
માટે હું પદ મનથી તજો, ધરિ વિશ્વાસ પ્રભુને ભજો;
પવિત્ર તનુ મન રાખો સદા, નવ ત્યાગો ઇશ્વરને કદા. ૨૦

દોહરા

એહ કર્તવ્ય આ મનુષનું સુકૃત એ છે સાર,
કર્મ સહુ છે તેહમાં એ સેતુ સંસાર. ૨૧
માણસનું તન પામીને કરવાનું એ કર્મ,
એથી અધિકુ કંઇ નથી ખરો એજ છે ધર્મ. ૨૨

સદાચરણથી ચાલીને ધારો પ્રભુ પર પ્રીત,
પરોપકાર બનતો કરો ભવ તરવાની રીત. ૨૩
એહ ત્રણ રીતી થકી ચોથી નહિ જગ જાણ,
એહ ત્રણ મારગ વિષે તત્વ ધર્મ નિરવાણ. ૨૪

## ચોપાઈ.

માણુસ જન્મ ધરીને સાર, શ્રેષ્ટ કર્તવ્ય ત્રણ જગમાં ધાર;
એહ થકી કાંઈ અધિકું નથી, શાસ્ત્ર પુરાણ જુઓ સર્વથી. ૨૫
સર્વ ધર્મનું એ છે તત્વ, સર્વ પ્રમાણ દિસે શુદ્ધ સત્વ;
સફળ જન્મ કરવાને સહી, ત્રણ મારગથી ચોથું નહી. ૨૬
માણુસ કેરૂ મળિયું તન્ન, વૃથા કરો કયમ જાણી મન્ન,
રળવા કમાવા બુદ્ધી દિસે લક્ષ ઘણો નારી સુત વિષે. ૨૭
કોટિ ઉપાય કરો ધન કાજ, સુખ ભોગવવા ધારો સાજ;
બુદ્ધી બહુ ચાલે ત્યાં સહી, પ્રભુ ભજવા કયમ પાછી રહી. ૨૮
લાખો મનનાં લેખાં કરો, પરનું વિત્ત પ્રપંચે હરો;
દામ મેળવવા ડાહ્યા ઘણા, શેઠ શેઠ બોલે સહુ જણા. ૨૯
એમાં બુદ્ધી ચાલે અતી, પણ પ્રભુ ભજવા કયમ નહિ ગતી;
રાજય અમલ અધિકો પાવરો, જોર જુલમ જન ઉપર કરો. ૩૦
સાચાં જુઠાં અપરમ પાર, જાણે મળિયો છે અધિકાર;
લાંચ લઇ ધન ભેળું કરો, ગરિબ દાદ અતંર નવ ધરો. ૩૧
પૈસા માટે કરો અન્યાય, ધન દેખી મનડું લલચાય;
એ સહુ કામે બુદ્ધી અતી, પ્રભુ ભજવા કયમ ના રહિ ગતી. ૩૨
નારી રીઝાવાને માટ, કરો વિવિધ મન ગમતા ઘાટ;
શબ્દ વદે તે સાચા ઠરે, મુખ માગ્યું તે આગળ ધરે. ૩૩
ચાકર થઇને રહો સદાય, નારી શીરપર શ્રેષ્ટ ગણાય;
વળી શ્રેષ્ટ જાણો સંસાર, પણ પ્રભુ ઉપર કયમ નહિ પ્યાર ૩૪
પુત્ર પુત્રી સંતતિ સુખ લહો, તે માટે બહુ દુઃખડાં સહો;
પ્રપંચથી ધન પેદા કરો, પુત્ર કારણે પાપ આદરો. ૩૫
સાચું જુઠું બોલી સહી, પાપ પુણ્ય ઉર આણ્યું નહીં;
એતો સઘળું સુતને કાજ, કીધો ધર્મ સુત માટે તાજ. ૩૬

એમ બુદ્ધી ચાલે છે અતી, પ્રભુ ભજવા નવ પોંચે ગતી;
એતો મોટો કર્મનો વાંક, ભુલો ભગવત અવળો આંક. ૩૭

## દોહરા.

જુઠું તે સાચુ ગણો સાચુ જુઠ જણાય,
માયા મીઠી લાગતી ભગવત નહી ભણાય. ૩૮
અન્ય કામ કરવા સદા વખત મળે છે સાર,
પ્રભુ ભજન કરવા તને મળે ન સમય લગાર. ૩૯
ધન રળવાને કારણે વખત મળે સહુ દીન,
પણ પ્રભુ ભજવા કારણે વખત મળે નહિ લીન. ૪૦

## ચોપાઇ.

ધન તો જાતું રહેશે સહી, સુકર્મ કહિએ જાશે નહી;
ધનથી તો નવ સ્વર્ગ પમાય, ધન ઝાઝેથી મોક્ષ ન થાય. ૪૧
ધનથી તન વ્યાધી નવ જશે, પણ ઉલટી તે બમણી થશે;
માટે ધન સૌ મિથ્યા કહે, ધર્મ રૂપ ધન સેષ્ટજ લહે. ૪૨
તેહ ધર્મને ત્યાગી આપ, લેવા ચાહો શિર સંતાપ;
હરિ રૂપ હીરો હાથથી, પથ્થર કયમ કર લ્યો સર્વથી. ૪૩
ખરૂ નાણુ તેતો પરહરો, જુઠું નાણું કરમાં ધરો;
દોહિલી વેળાનું છે દામ, રામ નામ આવે નિજ કામ. ૪૪
ભય ભંજન ભગવંત સ્વરૂપ, એજ રામ જગ કેરો ભૂપ;
મનુષા દેહ જનમ આપિયો, સર્વ મનોરથ પુરણ કર્યો. ૪૫
તોયે સ્નેહ કરી નવ ભજ્યા, રાત દીવસ માયામાં મચ્યા;
દિવસ રાતની સાઠે ઘડી, પ્રભુ ભજવા નવ એકે જડી. ૪૬
નવ નવરાશ મળે દીન રાત, રાત દિવસ માયાની વાત;
ઘડી સાઠને શિતર કામ, ક્યાંથી વખત ભજવાને રામ. ૪૭
એમ પ્રપંચ અતી આદર્યો, ગજા ઉપર શિર બોજો ધર્યો;
કેમ ભજાએ મુખથી રામ, સાઠ ઘડીમાં શિતર કામ. ૪૮
મનુષા દેહ કર્તવ્ય ભુલીયા, સઘળા માયામાં ડુલીયા;
મણ અંતર વીચારો આપ, ટળે નહીં પ્રભુ વિણુ સંતાપ. ૪૯

માયા તો છે જોવા માત્ર, અચળ નહીં માયાનું ગાત્ર;
પળમાં સુખને પળમાં દુઃખ આધુ પણ પાછળ છે સુખ. ૫૦
મોહ માયાને વળગી રહ્યા, ખરૂં કર્ત્તવ્ય સહુ ભુલી ગયા;
સહુ પોતાનું જાણ્યું સહી, પ્રભૂ એક પોતાનો નહી. ૫૧
ધન મિલકત તો સહુ આપણી, મ્હેલ મોટાના પોતે ધણી;
પુત્ર પુત્રી પોતાનું જાણ, નોકર ચાકર સર્વ પ્રમાણ. ૫૨
એમ સર્વ પોતાનું ગણો, મારૂં મારૂં મુખથી ભણો;
પણ વિચારજો અંતર વાત, તમની નથી તમારી જાત. ૫૩
તે પણ મુકીને ચાલશે, ને તન અગ્નીમાં બાળશે;
દેહ પોતાનો નવ રહે પાસ, તો બીજાની શાની આશ. ૫૪
જ્ઞાન વિચારો ઉરમાં અતી, મ્હારૂં જગમાં કાંઇએ નથી;
સત્ય વાત એતો જાણજો, રામ નામ મુખથી માણજો. ૫૫
અજ્ઞાને અંધાર થયું, ડહાપણ સઘળું ડુલી ગયું;
ખરૂં તેહ ખોટું જાણિયું, જુઠાને સાચું માનીયું. ૫૬

## દોહરા.

જુઠી માયા જગતની તેને જાણી સાર,
સાર પ્રભુનું નામ તે અતંર લહો અસાર. ૫૭
મણી ત્યજીને મૂરખો મોહે કાચ કથીર,
રામ ત્યજીને જીવડો માયા ધારે શીર. ૫૮
અમૃત રસને છોડીને વિષ હળાહળ ખાય,
અમૃત પ્રભુ ભક્તી ત્યજી વિષય વિષને ચ્હાય. ૫૯
સુખ મુકીને દુઃખની ઇચ્છા કરે અજાણ,
સુખ કર શરણું રામનું ત્યાગે તન નિરવાણ. ૬૦
ગંગા તીરે ઘેલડો પીયે કુપનું નીર,
માયા ગ્રહે મમત કરી, ત્યાગીને બળવીર. ૬૧

## ચોપાઇ.

ધર્મ, કાજ માનુષ તન ધર્યાં, સુકૃત કરવા કૉલજ કર્યાં;
તે તો સઘળું ભૂલ્યા આપ, ધન નારીના જપતા જાપ. ૬૨

કરવાનું તે તો નવ કર્યું, કર્યું સરવ તે ફોકટ ગયું;
સમજ્યા નહિ મનમાં લવ લેશ, કર્મ ઉલટાં વિપરિત વેશ. ૬૩
ધર્મ મારગે પાઈ ન ધરો, પ્રપંચમાં પૈસો વાપરો;
વેશ્યા કેરાં નૃત્ય કરાય, મોં માગ્યાં ત્યાં દામ અપાય. ૬૪
સાલ સાડી ઓઢી પામરી, રીઝાવો રૂડી સુંદરી;
ઇનામ પણ ત્યાં આપો અતી, વિચાર નવ આવે મન રતી. ૬૫
પરોપકાર કે પુણ્ય ન થાય, ધનનું ત્યાં લેખુંજ જણાય;
શેર અન્ન ભૂખ્યો નવ મળે, ઢોંગી ધુત્તા ધન બહુ રળે. ૬૬
ધર્મ વાત સુણવી નવ ગમે, ગુરૂ ઉપદેશ હૃદય નવ રમે;
નાટક જોવા તલસે તન્ન, ગાયન સુણતાં હરખે મન્ન. ૬૭
કહો અવળું કે સવળું એહ, વાત વિચારો મનમાં તેહ;
મહેનતથી ધન પેદા કર્યું, વેશ્યા વિનતાઓએ હર્યું. ૬૮
એ સુકૃત કે દુષ્કૃત થાય, જ્ઞાન વિચારો સહુ સમજાય;
હરી કથા સુણવી નવ ગમે, નાટક ચેટકમાં મન રમે. ૬૯
નિજ નારી શું તોડી પ્રીત, પરનારીની કરો પતીત;
કહો ઉલટું કે સુલટું કામ, રાજી કયમ થાયે શ્રીરામ. ૭૦
પંથ ધર્મનો છે પાંશરો, તેહ ત્યજી ને વાંકા જશો;
નિશ્ચે ત્યાં લુંટાશો સહી, ખરી વાતમાં ખોટું નહી. ૭૧
માટે સુકૃત તનથી કરો, સત્ય વાત શ્રી હરિને વરો;
કર્ત્તવ્ય શું છે આ તન તણું, પામે જીવ સુખ શાથી ઘણું. ૭૨
તેહ વાત વિચારો આપ, જ્ઞાન ધરી ટાળો સંતાપ;
ખેલ ખલકનો ખોટો જાણ, ઇશ્વર સત્ય ગણો પરમાણ. ૭૩
સત્ય પદારથ જગમાં નથી, સત્ય એક ઇશ્વર સર્વથી;
એહ વાત નિશ્ચય જાણજો, એક રામ અંતર માણજો. ૭૪
સંકટ વેળા સ્હાયે થાય, સર્વ સુધરે મનુષા કાય;
ચોરાશીનું સંકટ ટળે, અભય સુખ હરિ ભજતાં મળે. ૭૫
એ વિણુ બીજો નથી ઉપાય, અવર કામ સહુ ફોકટ જાય;
માટે ચિતમાં ચેતો સહી, કરો કામ જેમાં દુઃખ નહી. ૭૬
વાર વાર નવ મળશે જોગ, મનુષા દેહ તણો સંજોગ;
આ અવસર નહિ આવે ફરી, જ્ઞાન ગોષ્ટ હું કહું છું ખરી. ૭૭

## દોહરા.

સત્ય વાત એ જ્ઞાનની સર્વ શાસ્ત્રનો સાર,
રામ નામ ભક્તી થકી ઉતરશો ભવ પાર. ૭૮
સગાં સહોદર સુત ત્રિયા આવે નહિ કો સાથ,
અંતે જાવું એકલાં પુણ્ય પાપ સંગાથ. ૭૯
પુણ્ય પાપના પંથ બે સ્વર્ગ નર્ક તે જાણ,
પાપી પડશે નર્કમાં પુણ્યે સ્વર્ગ પ્રમાણ. ૮૦
સહુ ધર્મ સિદ્ધાંત એ ફેર નહી તલ માત્ર,
સ્વર્ગ નર્ક સુખ દુઃખ તણા ભોકતા જેવું પાત્ર. ૮૧

## ચોપાઇ.

પ્રભુ ઘેર છે સાચો ન્યાય, લાંચ આપતાં કામ ન થાય,
પક્ષા પક્ષ ત્યાં ચાલે નહીં, મોટા કે નાના ના ત્યહીં. ૮૨
નથી અંધારૂ અતી ઉજાશ, સદાય ત્યાંતો વસે પ્રકાશ;
છાનુ કામ તેથી નવ થશે, લેશ વાત ભુલી નવ જશે. ૮૩
સઘળાં લેખાં ત્યાંજ લખાય પુણ્ય પાપ પલ્લે તોળાય;
અદલ ન્યાય સહુને આપશે,સત્યા સત્યની તુલના થશે. ૮૪
કરગરતાં પણ કામ ન થાય, કરણી તેવી છે શિક્ષાય;
નથી સાક્ષીની ત્યાંય જરૂર, નિજ મુખથી સૌ થાશે પુર. ૮૫
વાંક કબુલ નિજ મુખથી થાય, કૃતી તણું ફળ આપે રાય;
ઘોર નર્કના કુંડો કર્યા, કૃતી પ્રમાણે તેમાં ધર્યા. ૮૬
કુંભી પાક નામે મહા નર્ક, સાત સમીપે તપતા અર્ક;
વિષમ જ્વાળ તેની લાગતી, દેહ દગ્ધ તેનાથી થતી. ૮૭
નીર ઉકળે અગ્ની આંચથી, ત્યમ ઉકળે શોણિત તાપથી;
તેલ કઢા સમ તપતો તેહ, પડે તેમાં પાપીનો દેહ. ૮૮
જીવ હિંસા કરનારો હશે, પર થાંપણ ઓળવતો દિસે;
વ્યભીચાર કરનારો આપ, માત પિતાને દે સંતાપ. ૮૯
નિજ પત્ની ત્યાગી નિરધાર, પરનારી શું રમશે જાર;
ધર્મ કામમાં આડો અડે, તે પાપી તો નર્કે પડે, ૯૦
પ્રભુ ભકતને કાંઇ ન દુઃખ, સર્વ વાતમાં પામે સુખ;

અહી વિમાન સંચરશે સદા, સ્વર્ગ વિષે વાસે સર્વદા ૯૧
ઇચ્છા ભોજન મળશે સહી, કોઇ વાતની બાકી નહી;
ઈશ્વર સુખ અતી આપશે, કોટિ જન્મ સંકટ કાપશે. ૯૨
સત્યવાદીને સહુ અનુકુળ, પ્રગટ પુરૂષોતમ વસે હજુર;
એથી શું અધિકુ કહેવાય, નિત્ય પ્રભુનાં દરશન થાય. ૯૩
માટે એ સુખ લેવા ચહો, સદા રામને શરણે રહો;
એ સુખ મનુષા દેહથી મળે, લખ ચોરાશી ફેરો ટળે. ૯૪
માટે સતિયા થાઓ સહી, કુડ કપટ કંઈ કરશો નહી;
ધરો પ્રભુ પર સાચો સ્નેહ, રાખો નારાયણ શું નેહ. ૯૫
રામ નામ મુખથી ભાખજો, અસત્ય કામ તનથી ત્યાગજો;
ધર્મ કામમાં મનડુ ધરો, સદા પુણ્ય પરમારથ કરો. ૯૬
દુખીયા જનને થાજો સ્હાય, પર નિંદામાં જીવ ન જાય;
પરનું ભુંડુ નવ તાકશો, દયા અતી અંતર રાખશો. ૯૭
ધનનો ગર્વ ન કરવો રતી, યૌવનમદ નવ જાણો અતી;
રૂપવતી નારીનો પ્યાર, રાખો નહિ મનમાં અહંકાર. ૯૮
અસત્ય વેંણ નવ બોલો મુખે, કરો રામનુ સમરણ સુખે;
પ્રભુ આપે સૌથી સંતોષ, સદા ત્યાગશો લોભને રોશ. ૯૯
ધન માટે ધમ ના ત્યાગશો, અસત્ય તો નવ કરશો કશો;
સદા એક ઈશ્વરની આશ, ધારો તન નવ થાઓ નિરાશ. ૧૦૦
રામ નામ મુખથી નિત જપો, ભલા થઈ ભલપણુમાં ખપો;
કર્તવ્ય મનુષા દેહનું તેહ, સફળ થશે આ જનનો દેહ. ૧૦૧
સંસારી થઇ સુખમાં રહો, સુખ વૈભવમાં પ્રભુને લહો;
રામ રૂપ રીઝાવો આપ, ધન પામી ટાળો સંતાપ. ૧૦૨
પુત્ર પુત્રી શું રાખો નેહ, સંસારે ધારો શુભ સ્નેહ;
યોગી થવામાં માલજ નથી, છે સંસારે સુખ સર્વથી. ૧૦૩
સંસારી પર પ્રભુ પ્રસન્ન, સાધુતામાં ન રાખો મન્ન;
સાધુથી સંસારી સાર, સ્હેજે પામે સરજન હાર. ૧૦૪
જો ઇશ્વરમાં પ્રીતી રહે, સાધુથી સૌ સારા કહે;
રામ નામ પર ધરિ વિશ્વાસ, વસો સંસારે સદા પ્રકાશ. ૧૦૫

---

### દોહરા.

પ્રકાશ પામો જકતમાં રહિ સંસારે સાર,
સાધુ કરતાં સર્વદા શુભ દિસે સંસાર. ૧૦૬
માટે સત્યે ચાલજો રાખી હરિ શું હેત,
અક્ષય ધામે સંચરો માતા તાત સમેત. ૧૦૭
કુળ ઇકોતર તારશો વળી સંસારે આપ,
અચળ અભય પદ પામશો ટળશે સૌ સંતાપ. ૧૦૮
ગોવર્ધન સાચુ કહે અસત્ય નાકો વેંણુ,
સંસારી સહુથી ભલો વેદ કહે છે કેંણુ. ૧૦૯
સદાચરણથી ચાલવું મુખમાં રામ વચન્ન,
સેતુ એ સંસારનો કહે છે ગોવર્ધન્ન. ૧૧૦
રામ નામ ભવ તારશે અવર ન આવે કામ,
ગોવર્ધન અંતે મળે સુખકર સાચા રામ. ૧૧૧



इति श्री संसार सेतु ग्रन्थे भट्ट गोवर्धन
विरचिते मनुषादेह कर्त्तव्य वर्णन नाम
षट्मो स्थंभ समाप्तः ॥६॥



श्री

# संसार सेतु.

## स्थंभ ७ मो.



## ઉપદેશ.

### દોહરા.

સમજ સમજ રે માનવી આ છે મોહ અપાર,
ભૂલ્યો મારગ ભક્તીનો કાંઇ ન સમજ્યો સાર. ૧
માયામાં ડુલ્યું બધું આયુષ ગયું અમૂલ્ય,
ચાર મણીકાં તોળતાં મણની મોટી ભૂલ. ૨
હરિ હીરાને છોડીને માયા ગ્રહે ગમાર,
આંધ બંને આંખ્યો છતે પડે કૂપ મોઝાર. ૩

### ચોપાઇ.

બાળાપણુ ખેલ્યામાં ગયું, સારૂ નરસુ મન નવ લહ્યું;
ભલા બુરાનો નહીં વિવેક, મ્હારા ત્હારાનો નહિ ટેક. ૪
સમજણ વિણ સહુ કહે છે સહી, બાલક એમાં બુદ્ધી નહી;
વિવિધ ખેલમાં વળગ્યું મન્ન, સારા નરસા લહેન દન્ન. ૫
અવસમજણમાં એતો ગયુ, સારૂ નરસું કાંઇ ન લહ્યું;
પુણ્ય પાપનો લહ્યો ન ભેદ, ધર્મ કર્મ નવ જાણ્યો છેદ. ૬
એમ કરતાં જોબન આવિયું, ધન રળવાને મનડું થયું;
કામ વાસના ઉપજી સહી, નારીમાં મન વળગ્યું જઇ. ૮
ધંન રળવા ઝાઝી ઝંખના, અંતરમાં અબળા ધંખના;
વિધવિધ ભોગ વિલાસો ગ્રહે, પુણ્ય પાપ મનમાં નવ લહે. ૮

યૌવન મદનું વાધ્યું જોર, તનમાં આવ્યો સબળો તોર;
લેખામાં કોને નવ ગણે, પાપ કામના અંતર ભણે. ૯
પ્રપંચ અંતર કરે અપાર, મુજ સરખો નવ જાણે સાર;
જુઠ થકી નવ ડરતુ મન્ન, પાપ પુંણ્ય નવ જાણે તન્ન. ૧૦
ધન માંહે પુરી ધારણા, જાણે સુખ નારી કારણા;
એ વિણ બીજુ કાંઇ નથી, સુખ દાતા નારી સર્વથી. ૧૧
અભિમાને સૂઝે નવ કાંઈ, માયા અધિકી અંતર માંય;
સંત પુરૂષના ઠઠ્ઠા કરે, રામ નામ મુખથી નવ ભણે. ૧૨
રાત દિવસ ધનના ધંકાર, કામ વાસના મન્ન અપાર;
જાણે નહિ કે માથે ઇશ, નમે નહી સંતનને શીષ. ૧૩
એમ કરતાં જોબન પણ ગયું, વેગે વૃદ્ધાપણ આવિયું;
ધર્મ તણું નવ કીધું કાજ, સ્વર્ગ તણું નવ રાખ્યું સાજ. ૧૪
મદમાં જોબન જાતું રહ્યું, અંતે તનડુ ઘરડું થયું;
નેત્ર મહીથી ચાલ્યાં નીર, થરથર કંપે સર્વ શરીર. ૧૫
શ્વેત કેશ સહુ શિરના થયા, રંગ રાગ જોબનના ગયા;
ચાલી શકતા નહિ નિજ ચર્ણ, બોલ્યું નવ સંભળાયે કર્ણ. ૧૬
આંખે તો નવ દેખી શકે, ચાલતાં કાયા તો લખલખે;
દાંત પડી મુખ બોખું થયું, મુખનું તેજ તો ઉડી ગયું. ૧૭
શરીરમાં નવ શકતી રહી, હાથ મહી જેષ્ટિકા ગ્રહી;
તોયે તૃષ્ણા મુકી નહી, અતંર આશા મોટી રહી. ૧૮
ભલું થશે મુજ ફળશે ભાગ્ય, પુત્ર તણું દેખું સૌભાગ્ય;
પુત્ર પરણાવવો બાકી રહ્યો, રામ નામં મુખથી નવ કહ્યો. ૧૯
એમ આયુષ્ય સઘળુ વીતીયું, ધર્મ કાજ તો કાંઈ ન થયું;
લોભ પાપમાં વળગ્યો જીવ, કદી નહી સમર્યા મન શીવ. ૨૦
કરો વિચાર અંતરમાં આપ, પુણ્ય પરહરી બાંધ્યુ પાપ;
આવ્યા હતા ભકતી કારણે, પણ ભૂલ્યા માયા ધારણે. ૨૧
પ્રભુ ઓળખ્યા નવ મન્નથી, આવ્યા એમ ગયા સર્વથી;
પાપ કર્યું પણ પુણ્ય ન કર્યું, હતું કાંઈ તે સઘળુ હર્યું. ૨૨
સુકૃત કાજ મનુષ તન ધર્યો, કર્યા વિના તે પાછો ફર્યો;
મોહ માયામાં ભૂલ્યા સહુ, ગુમાવિયું નિજ સુકૃત સહુ. ૨૩

મ્હારૂં ત્હારૂં મમતા ધરી, પાઈ એક પુણ્યે નવ કરી;
ઉલટું બાંધ્યુ માથે પાપ, જન્મ સુધી નવ ઠરિયો આપ. ૨૪
ધન રળવા પ્રપંચો કર્યા, અધિક અન્યાય ઉરે આદર્યા;
જુઠુ સઘળુ જગ છે સહી, મોહ માયાથી માન્યુ નહી. ૨૫
ઘણું કમાઈ ભરિયા ભંડાર, લાખે લેખાં થાય અપાર;
તોય અધિકની તૃષ્ણા રહી, રામ નામ વાણી નવ કહી. ૨૬
ખરો નહી આતો સંસાર, કોઇ ન ઉતર્યો પેલી પાર;
સમજાવ્યું દષ્ટાંતે સાર, તેથી સમજો કરી વિચાર. ૨૭

## દોહરા.

વિચારતાં ફળ વાધશે થાયે જ્ઞાન પ્રકાશ,
અંતર અંધારૂં ટળે ઓળખશો અવિનાશ. ૨૮
વિચાર ઉત્તમ ફળ અતી સદા શુભ કરનાર,
જ્ઞાન મળે દુરગુણ ટળે થાતાં શુદ્ધ વિચાર. ૨૯
જુઠો જગ સમજાય છે વિચારથી સત વાત,
ખોજ કરીને ખોળતાં સમજાયે સાક્ષાત. ૩૦
મહાજન ભાખે મુખથી શાસ્ત્ર પુરાણ સદાય,
વિસ્તારી કહે વારતા જુઠુ જકત ગણાય. ૩૧

## ચોપાઇ.

જેમ બાળક બહુ ક્રીડા કરે, રમત અતી વિવિધ આદરે;
એક તેમાંનો રાજા થાય, બીજો તો વજીર ગણાય. ૩૨
ત્રીજો તુરત બને સીપાઇ, ચોથો કહે હું ચોરજ ભાઇ;
ચોર થઇને ચોરી કરે, જઇ સીપાઇ તેનો કર ગ્રહે. ૩૩
રાજા શિક્ષા તેને કરે, દંડ કરે ને ધન સહુ હરે;
પણ એમાંનુ કાંઇ નહી, એતો ખેલ બાલકનો સહી. ૩૪
તેવો આ જગનો મહિમાય, ખોટામાં શો મોહ ભરાય;
ધનનો મદ નવ ચાલે જરા, ધનપતીને નવ માને ધરા. ૩૫
ધરાપતી જગ ઝાઝા થયા, સર્વે ધરા મુકીને ગયા;
મ્હારૂં મ્હારૂં કહેતા હતા, સાથે કાંઇ ન લેઈ જતા. ૩૬

ગયા ધનવંતા મુકી ધામ, અંત સમે નવ આવ્યું કામ;
છત્રપતીની છત નવ રહી, કોડી કોડી માગે કયહી. ૩૭
જોબનવંતા જરના ભર્યા, અંતે સહુ સમશાને ઠર્યા;
જુઓ વિચારો રૂઢિયા સાથ, કાંઈ ગયું નંહિ કોની સાથ. ૩૮
મમતા ધરી કહે મહારૂ, પણ અંતે કોનું નહિ ખરૂ;
જોતાં જોતાં સઘળું જશે, મનનું ધાર્યું મિથ્યા થશે. ૩૯
ગણો પોતાનું પણ નહિ તેહ, પોતાનું પણ રહેશે એહ;
નહી કહી સાથે આવશે, સર્વ ત્યજી એકલડા જશે. ૪૦
જુઓ પૂર્વ ઇતિહાસો ભણો, વળતી મ્હારૂ મનથી ગણો;
ગયા કેટલા જગમાં રાય, બળ વાળા પણ બહુ લેખાય. ૪૧
તેની આજ નિશાની નથી, કયાં આવ્યા કયાં ગયા સર્વથી;
બળ વાળાનું બળ નવ રહ્યું, આક તુર સમ ઉડી ગયું. ૪૨
જુઓ કૌરવ પાંડવની વાત, રાજ કારણે કર્યો ઉતપાત;
કૌરવ કહે કે મ્હારૂ રાજ, તેમાં તમનું શું છે કાજ. ૪૩
કહે પાંડવ મ્હારા બાપનું, હસ્તીનાપુર છે આપનું;
એજ કારણે રાઢજ થઈ, કોટિક યોધ્ધા પડિયા સહી ૪૪
અઢાર ક્ષોણી દળ રોળિયું, કૌરવ કુળ સઘળું ખોળિયું;
કુરૂ ક્ષેત્ર શોણિતથી રચ્યું, કોટિક જનમાં કોઇ ન બચ્યું. ૪૫
એ હસ્તીનાપુર કારણે, રાજ્ય ગ્રહ્યું પાંડવ જશ ભણે;
ગ્રહ્યું રાજ્ય પણ તેતો ગયા, પાંડવ ભોગવવા નવ રહ્યા. ૪૬
ધરા રાજ્ય સૌ અહિયાં રહ્યું, રાઢ કરનારૂં સરવે ગયું;
હસ્તિનાપુર માટે લઢયા, મુકી સૌ સમશાને ગયા. ૪૭
લઈ ગયા નવ સાથે લેશ, રહ્યું સર્વ અહિયાં અવશેશ;
મુકી રાજ સર્વે તે ગયા, સાથે કાંઇ ન લેતા ગયા. ૪૮
ધરા એમની એમજ રહી, રાઢ કરી તે ફોગટ ગઇ;
મ્હારૂ કહિને માંડયો જંગ, પણ નવ પહોંચ્યો તેનો રંગ. ૪૯
જખ મારી સમશાને ગયા, રાજ ઉપર બીજા નૃપ થયા;
પરંપરાએ ચાલી રીત, કહો તેહ ઉપર શી પ્રીત. ૫૦
પૃથીરાજ બળ લક્ષ્મી ઘણી, ચક્રવર્તી ભારતનો ધણી;
શાહાબુદીન ગોરીએ હણ્યો, ભારત દેશ પોતાનો કર્યો. ૫૧

તો એ નવ રહેવા પામીયો, મ્હોંત આવતાં નિશ્ચય મુઓ
અલ્લાઉદ્દીન ખુની કહેવાય, નામ સુણતાં કંપે કાય. ૫૨
તેને પણ મૃત્યુ આવિયું, બહોળું રાજ્ય નવ સાથે ગયું;
નૂરજહાન બેગમનું નૂર, ઉડી ગયું જેમ આકનું તૂર. ૫૩
મહમંદ ઔરંગજેબ સમાન, તે પણ પહોંચ્યા કબરસ્તાન;
રાણી વિકટોરિયા સમ રાજ, કાંઈ ન આવ્યું મરતાં કાજ. ૫૪
વિશાળ રાજ્ય પણ સઘળું રહ્યું, તેજ તેહનું ઉડી ગયું;
રિધ્ધિ સિધ્ધિ સરવે રહી, આપ એકલી સ્વર્ગે ગઈ. ૫૫
માટે ભાઇ વિચારો મન્ન, સાથ ન આવે સુત કે ધન્ન;
આપ ઓળખો પ્રભુને સહી, કાંઈ કામનું બીજુ નહી. ૫૬
તન પોતાનું તે નવ થશે, જીવ ત્યજીને બીજે જશે;
તો બીજી શી કરવી વાત, પોતાની નવ થાશે જાત. ૫૭
એહ વાત અંતર આણુશો, પ્રેમ કરી પ્રભુને જાણુશો;
જાણ્યા પ્રભુને જેણે સાર, સુખ પામ્યા તે અપરમપાર. ૫૮
લાખો લેખ તેહના લખ્યા, શાસ્ત્ર પુરાણે અક્ષર છપ્યા;
એ વિણુ બીજું કાંઈ નથી, સમજી ને ચાલો સર્વથી. ૫૯

## દોહરા.

ચેત ચેતરે માનવી મરણુ તણો ડર રાખ,
એક દિવસ તું જાણજે થવું બળીને રાખ. ૬૦
પાપ કરી પૈસા રળ્યા ભર્યા ધન્ન ભંડાર,
પણ તે તજીને ચાલવું માથે જમના માર. ૬૧
એક દિન એવો આવશે ચાલે નહિ તન જોર,
મરણુ ન મુકે કોઇને કોણુ શાહને ચોર. ૬૨
ચેતો ભાઇ ચીતમાં મળે નહીં આ મેળ,
પ્રભુ ભજવાનો દિવસ આ શુભ અવસર શુભ વેળ. ૬૩
ભુલ્યા તો ભવમાં પડ્યા, અવસર અમુલખ જાય,
જાણ્યો નહિ જુગદીશને પાછળ બહુ પસ્તાય. ૬૪
સુખ સદા પહોંચે નહીં જરૂર જવું સમશાન;
કાષ્ટ ચિતામાં પોઢવું નિશ્ચય મનથી માન. ૬૫

કાળ ભમે છે શીરપર ઘડી પલક ની વાર,
ઘણા ગયા જાશો તમો નહિ કો છોડવનાર. ૬૬
ધન મિલકત સુત સુંદરી નહિ કો આવે સાથ,
આવ્યા એકલા આપથી જાવું એકલું આપ. ૬૭

## ચોપાઈ.

જાવાનું એ જાણુ જરૂર, કાળ ન મુકે બળિયો શુર;
ખાધા બહુ બળવંતા પુર, ચાવી કંઈ કીધા ચક ચૂર. ૬૮
ગર્વ હણ્યા ગુણુવંતા તણા, સમર્થને પણ ખાધા ઘણા.
ખાધા પંડિત પુરા જાણ, ખાધા વેદ હકીમ નિરવાણ. ૬૯
ખાધા જરવંતા જગ મહી, ખાધા મહા બળવાળા સહી;
ધરા ધ્રુજતી બળે જેહના, કાળે ભક્ષ્યા દેહ તેહના. ૭૦
રવી રથે જઈને આથડયા, કાળ મુખમાં તેવા પડયા,
કોટિક દળ સંહાર્યા સહી, કાળે એવા ખાધા કયહી. ૭૧
લક્ષ્મણ અર્જુન જેવા જોધ, ખાધા કાળે કરિને ક્રોધ;
કયાં રાવણને કયાં છે બલી, સર્વ ગયા સમશાને મલી ૭૨
કયહાં કર્ણ ને કયાં છે ભીમ, કાળે સહુને કીધા હીમ;
સતી અહલ્યા ને દ્રૌપદી, રતી સાવિત્રી મીરાં સતી ૭૩
એતો સહુ કાળે ભક્ષિયાં, કાળે કોંને નવ રક્ષિયાં;
વિક્રમ ભોજ સમા ભડ ભૂપ, ધરાપતી ને ધર્મ સ્વરૂપ. ૭૪
તેવાને પણ કાળે ભખ્યા, લેખ ખરા એ ભાગ્યે લખ્યા;
સાૈને કાળ સદા ભક્ષશે, જગમાં કોંને ના રક્ષશે. ૭૫

## દોહરા.

મોટાના નાના થયા રાય તણા કંઈ રંક
જળ ઠેકાણે સ્થળ બન્યાં કાળ બળે નિઃશંક. ૭૬
એવો કાળ અતી બળી જાણો નિશ્ચય જન્ન,
કાળ ચવાણું કોઈ દિન સુંદિર મનુષા તન્ન. ૭૭
માટે સમજી માનવી, કાળ તણો ભય ધાર,
જાણો નિશ્ચય ચાલવું સર્વ ત્યજી ઘર બાર. ૭૮

કો નહિ અંતે કામનુ સુંદરિ કે ધન ધામ;
અસત્ય એતો સર્વ છે સાચો જગમાં રામ. ૭૯

## ચોપાયા છંદ.

સમજ સમજ મન માનવીરે તું આ અવસર નહિ આવે,
જોતાં જોતાં જાય જુવાની પાછળ બહુ પસ્તાવે;
કાળ આવિને કંઠે બેસે ઘડી પલકની માંહી,
આ ઝાલ્યો આ ઝાલ્યો ભાઇ ઘડી ઉધારો નાહી. ૮૦
મોટા જનની પક્ષ ન પહોંચે ધનપતિનું નવ ચાલે,
અમલદારનો અમલ નહીં ત્યાં જાતાં જમને વારે;
નૃપનું બળ પણ ત્યાં નવ ચાલે રાય રંક સહુ એક,
બળ વાળાનું બળ નવ પ્હોંચે રહે ન કોંનો ટેક. ૮૧
જાવાનું સૌ જરૂર જાણુજો કોઇ ઉગરશે નાહી,
કાળ તણું ભક્ષણ સહુ પ્રાણી કદી ન બચશે કયાંહી;
સમશાને જાવું તે સાચું કાં ઘરડા કાં બાળા,
કાળ દાવથી કોઈ બચે ના કાં કાળા કાં ધોળા. ૮૨
મિથ્યા ખટપટ જગની જાણો માંડી જુડી બાજી,
વાદળ કેરા રંગ જોઇ શું થાઓ અંતર રાજી;
ઘડી પલકમાં તેહ જનારૂ રૂપ જોઇ નવ રીઝો;
જીવતર તેવું જાય પલકમાં રખે કોઈ શું ખીજો. ૮૩
મદ અહંકારે ફરો માલતા પણ તે ત્યાં નવ ચાલે,
ગરિબ થઇ પ્રભુ ભકતી કરતાં સુખ માગ્યું તે આલે;
ગર્વ ન ચાલે ગોવિંદ આગળ સઘળુ તે તો જાણે,
પુણ્યવાન કે પાપી સહુને આપે એહ પિછાણે. ૮૪
ભકિત પદારથ ઉત્તમ સહુથી સુખકર જાણો સારૂ,
નારાયણનું નામ સમરતાં ટળે સરવ અંધારૂ.
માટે આ શીખામણ સમજી ભકતી કર ભૂધરની,
તેહ વિના નવ અન્ય કામનું ભાવટ ભાગે ભવની. ૮૫
માટે કર ભકતી ભૂધરની સર્વ કાજ સિધ થાયે,

ઉત્તમ આ માનવ તન દુરલભ ફેરો સફળ ગણાયે,
એહ વિના નવ કાંઇ કામનું મિથ્યા સઘળી વાણી;
રામ નામ નવ ઉચર્યો મુખથી સર્વ અકારથ જાણી ૮૬
ભજ મન રામ રામ રસ ધરિને સર્વ તણું એ સાર,
ભવ સાગર તરવાનું સાધન સફળ થાય સંસાર;
હેત કરી હરિ નામ ઉચરતાં કોટિ વિઘ્ન દુર નાસે,
જમ કિંકરનું જોર ન ચાલે કાળ સમો પણ ત્રાસે. ૮૭

## દોહરા.

ત્રાસે કાળ પ્રતાપથી નારાયણનું નામ,
જમ કિંકર અળગા રહે વાણી ઉચરે રામ. ૮૮
અગાધ બળ ઈશ્વર તણુ તે સરખું નહિ કોઇ,
મદ કોંનો ચાલે નહી શ્રી પતિ આગળ સોઇ. ૮૯
પણ તે વશ ભકતી થકી વ્હાલા ભકત સહાય,
સુખ આપે સહુ શ્રી હરી રાખે ચરણુની માંય. ૯૦
ભાવ ધરી ભકતી કરો એ વિણુ બીજુ નાહિ,
સર્વ થકી ભકતી ભલી જુઓ શાસ્ત્રની માંહિ. ૯૧

## ચોપાઈ.

ભકતિનો મોટો મહિમાય, પ્રેમ ધરી પ્રભુ નામ જપાય;
એ સમ બીજુ કારજ નથી, ચેત ચેત ચિતમાં સર્વથી. ૯૨
આયુષ ફોગટ ચાલ્યુ જાય, માયા મદમાં જીવ ભરાય;
રહે વૈકુંઠ મારગ વેગળો, અંતે ચોરાશીમાં પડો. ૯૩
જર જુવતીથી રાચો ભાઇ, ગણો રામની સત્ય સગાઇ;
તો તો થાયે સઘળું કામ, રાજી થાયે તમપર રામ. ૯૪

## દોહરા.

ઉર ઓળખી ઇશને સમરો રામ સહાય,
ગોવર્દ્ધન ઉપદેશથી સફળ જન્મ શુભ થાય. ૯૫

આરાશી સંકટ ટળે ઇચ્છિત આપે રામ,
ગોવર્દ્ધન સુખ ભોગવે સુધરે સઘળાં કામ. ૯૬



इति श्री संसार सेतु ग्रन्थे भट्ट गोवर्धन विरचिते
हरि भक्ति उपदेश कथनो नाम सप्तम
स्थंभ समाप्तः ॥७॥

श्री

# संसार सेतु.

## अष्टम स्थंभः

---

## ભકતી શ્રેષ્ટતા.

—:०:—

### દોહરા.

મધુકર ગ્રહે અર્વિંદને ભલે જીવ જો જાય,
ત્યમ ચાહે હરિને સદા જ્યોતે જ્યોત સમાય. ૧.
સ્વાતી જળ પ્રાશન થકી ચાત્રુક તૃષા જાય,
ત્યમ હરિરસ અમૃત ગ્રહે થાય અમર નિજ કાય. ૨
જ્યમ પ્રીતી સંસાર પર તેમ રામ શું હોય,
વસે સદા વૈકુંઠમાં ગ્રહે ન પલ્લવ કોઇ. ૩
ભૂત ભવિષ્ય વર્તમાનમાં સહુમાં એકજ રામ,
ગણજો જ્ઞાની સર્વથી અચળ સુખનું ધામ. ૪
એ પ્રભુની ભકતી કરો થાય સફળ અવતાર.
આગમ સુધરે આપનું પહોંચો ભવ દધિ પાર. ૫

### ચોપાઈ.

પ્રભુ ભકતી છે સહુથી સાર, ભવ સાગર ઉતારે પાર;
જુઓ સહુ આદીને અંત, પ્રભુ મેળવવા ભકતી પંથ. ૬
સહુથી ભકતી ઉત્તમ સહી, ભકતી સમું બીજુ કો નહી;
સપ્ત ભુવનને ચૌદે લોક, પણ ભકતી વિણ સઘળું ફોક. ૭
રંગે રૂડા યૌવન દેહ, ધનથી ભરિયા પુરણ ગેહ;
રિદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ ઘણી, ધરા ધનનો આપે ધણી. ૮

પણ જ્યાં રામ નામ નવ હોય, શુન્ય સરવ એ જાણો સોય;
મહિમા પ્રભુનો જાણ્યો નહી, ધિક સમૃદ્ધિ તેની સહી ૯
હરિ કથા નવ થાય અવાસ, જંગલ સરખો જાણો વાસ;
રામ નહી જેના મુખમાં, ધિકક તેહ જનની કુખમાં. ૧૦
જેણે મુખ સમર્યા નવ હરી, ફોગટ કાય મનુષની ધરી;
જનમ્યો તેનવ જનમ્યો જાણ, માએ જનમ્યો મિથ્યા પહાણ.૧૧
પ્રભુ ભકતી જેને ઉર નથી, હરિ દ્રોહી તે તો સર્વથી.
કારણ કૃપા કરીને તાત, આપ્યું સુખ તેને સહુ વાત. ૧૨
ખાવા પીવા અન્ન આપિયું, વસવા ધામ રૂડું સ્થાપિયું;
માતપિતા સુત ને સુંદરી, આપ્યું પ્રભુએ કરૂણા કરી. ૧૩
તોએ સૌ ઉપકાર ભુલિયો, ગર્વ ધરી હરિથી દુર થયો;
નિમક હરામી તે કહેવાય, રામ નામ અંતર નવ લ્હાય. ૧૪
ધિકક જન્મ તેનો જાણવો, પશુ સરીખો માણસ હવો;
સુખ દાતા સુખકાર અપાર, પ્રભુ મહિમા નવ લહ્યો લગાર. ૧૫
નહિ જોવું તે નરનું મુખ, મુખ જોતાંમાં પ્રકટે દુઃખ;
વિમુખ પ્રભુથી દીસે જન્ન, મિથ્યા એ માણસનું તન્ન. ૧૬
પશુ સમા ગુણ ભૂલે નહી, પક્ષ ધણીની રાખે સહી;
સ્વાન સમા પણ ઘર સાચવે, ખાધું તે મિથ્યા નવ કરે. ૧૭
ગુણ અધીકો ગણતા સહી, અવગુણ કોઈ ભાખે નહી;
પણ માણસ થઇને નવ લહ્યું, ખાધુ તેનુ કાંઈ ન કર્યું. ૧૮
એથી પાપી બીજો કોણ, લુણ હરામી નિશ્ચય જાણ;
અતી અપરાધી તે જાણવો, મહા પાપી મનથી માણવો. ૧૯
રામ જેહ સચરાચર ભર્યો, તેહ ત્યજી માયાને વર્યો;
અન્ય અંધ કો છે તેહથી, પ્રભુ વિમુખ સમ બીજો નથી. ૨૦

## દોહરા.

લુણ હરામ થશો નહીં જપો સદા શ્રી રામ,
અંતર ઉપકારો લહો સફળ થાય સહુ કામ. ૨૧
ભકતી જગમાં શ્રેષ્ઠ છે ધારી મનુષા દેહ,
અતિ ઉપકારો ઇશના જાણો નિઃસંદેહ. ૨૨.

પ્રસન્ન કરવા રામને ભકતી સુલ્લભ પંથ,
એ વિણુ અન્ય નહીં કશું કહે છે મોટા સંત. ૨૩
પ્રેમ ઉપજે ભકિતથી પ્રભુ મહિમાજ જણાય,
ભકતી કરતાં સર્વથા કારજ સુધરી જાય. ૨૪
તત્વ અધિક ત્રય લોકનું ભકતી રૂપ અપાર,
તર્યા જકતમાં ભકત જન કાં નર ને કાં નાર. ૨૫
મહા સમર્થ પણ સહજમાં ભકત તણે વશ થાય,
ભૂધર રીઝે ભકિતથી અવર નહીં ઉપાય. ૨૬
માટે પ્રેમ ધરી ઉરે ભજો નિરંતર નાથ,
શ્રીહરિને શરણે વસો જાણી નાથ અનાથ. ૨૭
બળવંતા પ્રભુને ચહો અંતર પ્રેમ અપાર,
વિઠ્ઠલ હોય ન વેગળા રહેશે ઘટ મોઝાર. ૨૮
પ્રેમ ભકિત સહુથી ભલી અન્ય સહુ તે હેઠ,
ભકતીથી ભૂધર મળે પહોંચાડે પ્રભુ ઠેઠ. ૨૯
ધન ખરચે હરિ નવ મળે અતિશ્રમ ફળે ન લેશ,
સત્ય પ્રેમ ભકતી થકી ઘટમાં વસે મહેશ. ૩૦
અધિક નહીં ભકતી થકી તેથી પ્રભુ વશ થાય,
ભકતીથી ભજતાં મળે જગજીવન જગ રાય. ૩૧
પ્રીતી દીપ પતંગને દેહ ભસ્મ થઇ જાય,
તદપી તજે ન તેહને ભકતી તેહ ગણાય. ૩૨
એવી પ્રીતી ઉર ધરી ભજો સદા ભગવાન,
સંકટ ટાળે શ્રી પતી આપે અભય નિદાન. ૩૩
શ્રી પતિને છે સર્વદા ભકતી વ્હાલી અપાર,
રીઝે ભકતો ભાળિને પ્રેમ સહિત નર નાર. ૩૪
ભકિત એજ ભવ દુઃખ હરે થાય ઉપાધી દૂર,
વસે સદા વૈકુંઠમાં શ્રી હરિ શામ હજુર. ૩૫
અંતર ધારી ઈશની શકતી લહો અપાર,
રાખી ડર ઉરમાં સદા સમરો સરજન હાર. ૩૬
પ્રેમ ધરી પ્રભુને ભજો પામી મનુષ્ય અવતાર,
રાખો અંતર સર્વદા પ્રેમ પ્રભુ પર સાર. ૩૭

## ચોપાઈ.

પ્રેમ થકી પ્રભુજી વશ થાય, એવો બીજો નહીં ઉપાય;
પ્રેમ ભકિત ચાહે પરમેશ, મહિમા મોટો ગણે મહેશ. ૩૮
પ્રેમ થકી વશ બહુને થયા, દૂર નહી પણ ઘટમાં રહ્યા
સવરીનાં આરોગ્યાં બોર, પ્રેમ થકી વશ થયા કિશોર. ૩૯
પ્રેમે કુબજા દાસી વરી, સોળ શહસ્ત્ર પટરાણી કરી;
પ્રેમે દધિ આરોગ્યાં અતી, થયા રાધિકાના પ્રિય પતી. ૪૦
પ્રેમે અમરિષ અધિકો કર્યો, દુર્વાશાથી પણ નવ ડર્યો
કરિ પ્રસન્ન પાંચાળી નાર, પ્રેમ ભકતીનો સર્વ પ્રકાર ૪૧
ભકત પ્રલ્હાદ ઉગાર્યો અતી, નરહર રૂપ ધર્યું મહા મતી;
ધ્રુવ સનકાદિક ભકત અપાર, થયા અવિચળ પામ્યા પાર. ૪૨
કપોત માથે શત્રુ ત્રણ, પણ ઉગારી રાખ્યો શર્ણ;
અગ્નિથી ઉગાર્યો કુર્મ, પ્રેમે પ્રભુજી રાખ્યો ધર્મ. ૪૩
પારધી માટે નરહર થયા, પ્રેમે બલિ ઘેર બંધન રહ્યા;
કુર્મદાસ ઘેર જાએ નીત્ય, પુરણ તેની જાણી પ્રીત. ૪૪
સેના નાપિક માટે હરી, થયા નાપિક પ્રભુ પ્રેમે કરી.
મીરાં સાથે વાસો વશ્યા, અંતે પણ અળગા નવ ખશ્યા. ૪૫
નામદેવ ભેળા જઇ જમ્યા, દરજીથી પણ દુર ન થયા;
રોહિદાસ ચમારની જાત, ઉપવિત આપ્યું જોઈ ના નાત. ૪૬
સવા વાલથી ઓછા થયા, બોડાણાના ઘરમાં રહ્યા;
નગ્ર દ્વારકાં મુકયું શામ, પ્રેમે પધાર્યા ડાકોર ગામ. ૪૭
નરહર માટે શિવજી થયા, પ્રેમ ભકિત ગુણ અધિકા લહ્યા;
ચોખા મેળ માહરને કાજ, મુવાં ઢોર તાણે મહારાજ. ૪૮
હર્યું દામાજી કેરૂ દુઃખ વીઠો ઢેડ બનિયા શ્રી મુખ;
કુર્માં બાઈની જાણી પેર, જમ્યા ખીચડી તેને ઘેર ૪૯
મોહન માયાને વશ થયા, ગંગાધરને ઘેર જઇ રહ્યા;
તુલસી માટે ધર્યો હથિયાર, રઘુવિર રૂપ ધર્યું કિરતાર. ૫૦
એ સઘળુ ભકતીથી થાય, ધન ખરચે એ ફોગટ જાય;
માટે પ્રેમે પ્રભુને વરો, અભય આશરો તેનો ખરો. ૫૧

પ્રેમ થકી પ્રીતમને ન્હાય,પ્રેમે સમરથ પણ વશ થાય,
તરવા સેતુ એ સંસાર, પ્રેમ ભકિતથી ઉતરે પાર, ૫૨

## દોહરા.

ભકતી ભવમાં શ્રેષ્ટ છે થાય સફળ અવતાર,
અંતર અવિનાશી રહે ટળે પાપ નિરધાર. ૫૩
તર્યા કઇક જન ભકતીથી વેદ પુરાણે છાપ,
અમર થયા સહુ વિશ્વમાં સઘળો ભકિત પ્રતાપ. ૫૪
દુઃખ અધિકુ શિરપર હશે થાય ભકિતથી દૂર,
શ્રી પતિ રીઝે સ્હેજમાં રાખે રામ હજુર. ૫૫
ભકિત થકી પ્રભુ વશ થયા જુઓ જકતમાં વાત,
નથી અજાણ્યું કોઇનું સહુમાં છે વિક્ષાત. ૫૬

## સવૈયા.

પાંચ વર્ષના ધ્રુવજી બાલક ભકિત થકી હરિ વશ કરિયા,
જગ કીર્તી વિસ્તારી ઝાઝી અંતે અવિચળ પદ ઠરિયા;
સતી અહલ્યા શાપ પામીને શિલા રૂપ ઘનશ્યામ ભજે,
રામ પ્રતાપે મળ્યું રૂપ નિજ પ્રતાપ પ્રભુનો સહુ સમજે. ૫૭
ભકતીથી વશ થયા વિશ્વંભર વિશ્વામિત્ર મહા બળિયા,
જ્ઞાન તેજ વ્યાપ્યું ત્રય લોકે અપાર યશ ધન એ રળિયા;
મુનિ કર્દમની પવિત્ર પત્ની આહુતી બળ અતી પામી,
કપિલ દેવ સરખા જગ સ્વામી ઉદર આવિયા બહુ નામી. ૫૮
ધર્મ દેવ ભકતી નારીની ભકતીથી ભગવત રાચ્યા,
નર નારાયણ નામ ધરીને વિશ્વંભર ઉદરે આવ્યા;
દાશી પુત્ર નારદજી કહાવે પણ ભકતીથી શ્રેષ્ટ થયા,
અંખડ એ અવિનાશી અંતર તજી વાસના વશી રહ્યા. ૫૯
ભકિત થકી ભવ સાગર તરિયા અધિક ઉપાશ્યા અવિનાશી.
વાણવ થકી વાલ્મિક મુનિ કાવ્યા સપ્ત કોટિ ભાષા ભાખી;
ભકિત થકી વશ થયા વિદુરને પંચામૃત ભોજન ત્યાગ્યાં,
દુર્યોધન સનમાન ત્યજીને ભાજીનાં ભોજન માગ્યાં. ૬૦

ભકતાધીન થઇ ભવ તારણ સુદામાનિ શેવા કીધી,
તાંદુલ સાટે બહુ ધન આપ્યુ પ્રીત અધિક જાણી લીધી;
ભારત ભકતી જાણી ભૂધર ભિષ્મ પિતાનુ પણ રાખ્યું,
બાણ તણી શૈયાયે સૂતાં ચત્રુભૂજ દર્શન આપ્યું. ૬૧
દુર્વાષાનું બળ નવ ચાલ્યું પ્રસન્ન કરી પાંચાળીને,
વિપ્ર જમાડયા ટેક પળાવ્યો અધિક ભકિત ઉર લાવીને;
એકનાથની ભકતી જાણી વિપ્ર મોકલ્યા સ્વર્ગ થકી,
નિજ ગુરૂ કેરા ગર્વ હરાયો શ્રાધ્ધ કર્યું સંપુર્ણ નકી. ૬૨
સંતાબા માટે શ્રી હરજી કૂર્મ રૂપ સરિતા તારી,
અમરિષનું દુઃખ જાણી અંતર પવન ઢોળે સારંગપાણી;
વિધવા સ્રીના પતી જીવાડયો ચિતા થકી પાછો આણી,
તુલસીદાસનું વચન પળાયુ ભકતીને ઉત્તમ જાણી. ૬૩
એ વિધ બહુ કારજ કરીયાં છે ભકતાધીન થઇ ભગવંત,
સર્વ થકી વહાલી વિઠ્ઠલને ભકતી તત્વ ગણે બળવંત;
ભવ તરવા એ સેતુ મોટો તર્યા તેહુથી ભકત અપાર,
અવિચળ પદ પામ્યા ભવ તરિયા જ્ઞાની ગુણ ગણે નિરધાર. ૬૪
સર્વ તણું છે તત્વ જગતમાં ભકતી સુલ્લભ સઘળે સાર,
કોટિક અન્ય ઉપાયો કરતાં પડે નહી ભવસાગર પાર;
પ્રેમ ધરી શ્રી પતિને શેવો મનુષા દેહ સફળ કરનાર,
જ્ઞાન એજ ગુણિ જન મન જાણો અહો પંથ ભકતીનો સાર. ૬૫

## દોહરા.

સત્ય પંથ સુખ રૂપ એ ભકતી જગમાં સાર,
વિના પ્રયાસે ભવ તરે કાં નરને કાં નાર. ૬૬
ઉચ નીચ અંતર નહી સૌને સમ અધિકાર,
નાના મોટા સર્વને ભકતી શ્રેષ્ટ પ્રકાર. ૬૭
મહા અરણ્વ સંસારનો બૂડયા સઘળા જન્ન,
ભકતી વંતા તે તર્યા અભય અચળ જશવંત. ૬૮
મ્રત્યુ લોકમાં તન ધરી ભજ્યા નહી સુખ રામ,
ધિકક પડયો એ દેહને કીધાં ઉલટાં કામ. ૬૯

અતી પ્રપંચ કરતાં ગયો આયુષ સર્વ અમૂલ,
રામ લહ્યા નવ ભક્તિથી કીધી મોટી ભૂલ. ૭૦
શાણા સમજી મન્નમાં સફળ કરો શુભ દેહ,
ભક્તિ કરી ભગવાનને જાણો સુકૃત એહ; ૭૧
અંતર પ્રીતિ ધારીને કરો પ્રાર્થના સાર,
જગજીવન જશ આપશે ઉતારે ભવ પાર. ૭૨
સુખ સરવે છે ભક્તિમાં ત્રણુ લોકમાં શ્રેષ્ટ,
નહી ભકિત સમ કોઇ છે સહુ ભકતીથી નેષ્ટ. ૭૩
કરો પ્રાર્થના પ્રેમથી દિન દિન અધીક પ્રકાર,
અંતર રીઝે આપનું રાજી દીન દયાળ. ૭૪
દુઃખ નિવારે દેહનાં આપે સઘળુ સુખ,
પ્રેમે પ્રભુને પામશો ભાગે ભવની ભુખ. ૭૫
ખરિયો જગમાં રામ છે તે વિણુ બીજુ નાહિ,
તત્વ સહુ તે નામમાં અન્ય મળે નહિ કયાંહિ. ૭૬

## શાલીની વૃત્તમ્.

પરમાત્મા તું પૂર્ણ જ્ઞાતા અનંતા,
સર્વાત્મા તું શાન્તિ દાતા મહન્તા;
આ સંસારે ઓથ આધાર ત્હારો,
નાહી બીજો ઇષ્ટ રે કોઈ મ્હારો. ૭૭
સ્વામી સાચો સત્ય તુંને ગણું છું,
પુરા ભાવે નામ ત્હારૂં ભણું છું;
દાતા સ્વામી માહરી શુદ્ધ લીજે,
દુષ્કર્માની રે ક્ષમા નાથ દીજે. ૭૮
વિશ્વાસે હું તાત ત્હારે વળુંધ્યો,
જાણું ચિત્તે સત્ય તું માર્ગ શીધો;
માનુ ત્હારા ઇષ્ટ શા ઉપકારો,
જાણે કો શું તાતરે ગુણુ ત્હારો. ૭૯
શકતી ત્હારી મુન્ય મોટા ન જાણે,
બુદ્ધીવંતા કાજ ત્હારાં વખાણે;

જોઇ જોઇ જક્તને મોહ પામું,
દેખી દેખી કાર્ય તું'થી વિરામું. ૮૦
શકતી વ'તા આપ શકતી તણું ના,
બુધ્ધી વ'સા બુદ્ધિ કોઇ લહે ના;
સ્વામી તુને કોણુ જેવો કહુ હું,
ત્હારા યોગ્યે ઉપમા શી લહુ હું. ૮૧
ભાળુ ભાળુ કોઇ દી સુક્ષ્મ ભાળુ,
કોદી કોદી પ્રૌઢ દેહે નિહાળુ;
કોઇ વેળા દીનને દુર્બળો તું,
કોઈ વેળા શ્રેષ્ટ શ્રીમાન તો તું. ૮૨
કોઈ વેળા લક્ષ કે કોટિ ભાસે,
કોઈ વેળા એકલો આપ વાસે;
કોઈ વેળા શૂર વાળો બને છે,
કોઇ વેળા નિર્બળો થઇ રહે છે. ૮૩
સર્વાત્મા તું સત્ય સૌમાં ગણાયે,
કાર્યો ત્હારાં કોઇથી ના કળાયે;
ભાસે નાહી ભેદ ત્હારા ઘણા છે,
દેખ્યા નાહી કાનથી ના સુણ્યા છે. ૮૪

## દોહરા.

અકળ કળા ઇશ્વર તણી કોથી નહી કળાય,
મહિમા ત્હારો મુળનો પુરણ કેમ વદાય: ૮૫

## ઇન્દ્ર વિજય છંદ.

કેમ વદાય મુખે હરિના ગુણ ના ગુણુ એક વદાય મુખેથી,
એ બળવંત તણા બળની ગણુતી નવ થાય કદાય સુખેથી;
પાર અપાર તથા પરી પૂરણ તારણ તું પ્રભુ શ્રેષ્ટ સહુથી;
કેમ વદું વદતાં ન વદાય કથાય નહી કવિતા કરવ.થી. ૮૬

## દોહરા.

વાણી પણ નવ વર્ણવે મનથી નહી પમાય,
આધપતિ આખા જગતનો તો જશ કેમ ગવાય. ૮૭.

## ઉપજાતી.

અનાદિ તું ઇશ અનંત આપ, પામે નહી અંત સદા અમાપ;
સંપૂર્ણ તું સ્વામી મનાય શુદ્ધ, અપૂર્ણ હું માનવિ છું અશુદ્ધ. ૮૮

## દોહરા.

અલ્પ જીવ મતી લેશ મુજ તું પ્રભુ અતિ બળવાન,
જશથી જગ ઉજવળ દિસે કેમ વદું ભગવાન. ૮૯
પ્રભુ તુજ ગુણ ગાવા તણી ઇચ્છા કરૂં અપાર;
પણ મુજ શકતીથી અધિક કામ એહ નિરધાર. ૯૦
નગ શિખરે ચઢવા ચહે પંગો ધરી હુલાસ,
હસ્તી સાથ પિપીલિકા કરે વિચરવા આશ. ૯૧
સાગર જળ પ્રાશન ચહે મેડક ધરિ અહંકાર,
ઇચ્છે અળશિયું શીરપર ભોમી ધરવા ભાર. ૯૨
બ્રાહ્મણ તુલ્ય થવા કહી કરે શ્વપચ વીચાર,
અજા સિંહ ઉદ્ધે ચઢે ગ્રહી હસ્ત હથિયાર. ૯૩
અંતર ધારે ધારણા પણ નવ થાયે કામ,
પ્રતાપ મોટો પ્રભુ તણો મહિપર રાજા રામ. ૯૪
હું હરિ ગુણ ગાવા ચહુ પણ મતિ લઘૂ અજાણ,
ચરિત્ર કથવા ઇશનાં શકતી ધારે કોણ ૯૫
પણ ભકતી અમૃત સમો ભરિયો અબ્ધિ અપાર,
કિંચિત પાન કર્યા થકી હોય અમર અવતાર. ૯૬
માટે ઇચ્છું ઉરમાં કરવા અમૃત પાન,
જ્યમ પારસના સ્પર્શથી કાંચન લોહ સમાન. ૯૭
લઘુ દીપક પણ ભુવનમાં કરે તિમિરનો નાશ,
ત્યમ કિંચિત હરિ ગુણ થકી વસે અંતર અવિનાશ. ૯૮
પ્રભુ ગુણની અવધી નથી શોધો તત્વ તમામ,
શહસ્ર જીવ્હા શેષની તો પણ હાર્યા હામ. ૯૯
મુનિ માર્કંડ મથ્યા જુઓ લક્ષ વર્ષ વશિ વન્ન,
હરિ ગુણ અવધી નવ મળી વદતાં વિમળ વચન્ન. ૧૦૦

સાગર જળ પ્રાશન કર્યું ધારી તનમાં ટેક,
અંત મળ્યો ન અગસ્તને હરિ ગુણ વાદ વિવેક. ૧૦૧
હર્ષ થકી મુનિ વાલ્મિકે ભાખ્યા પુરણ શ્લોક,
શિમા મળી નહિ શાસ્ત્રમાં ઇશ્વર ગુણ અશોક. ૧૦૨
સમર્થની શકતી જ્યહાં પહોંચી નહિ લવલેશ,
તો હું તૃણ વત્ કયમ લહું અલ્પ મતિ અવિશેષ. ૧૦૩
તો પણ સમરૂ તાતને નામે ભવ દુઃખ જાય,
મન ઇચ્છા પુરી પડે સહજે સવળું થાય. ૧૦૪
રામ નામ મુખ ઉચરતાં સફળ થાય સહુ કાજ,
મહિમા અધિકો નામમાં વધે લોકમાં લાજ. ૧૦૫
પ્રભુ કવિતા પારસ મણી શબ્દે શબ્દ વિશેષ,
થર બેઠાં કાંચન કરૂં પામુ દામ સુરેશ. ૧૦૬
પારસ જ્ઞાનને સ્પર્શતાં અજ્ઞાન લોહ ટળિ જાય,
ખસે કુબુધ્ધી દીનતા ધનપતિ ધર્મ જણાય. ૧૦૭
વળિ આશા ઉરમાં અતી હરિના ગુણ ગવાય,
ભવ સાગર તરવા તણું નૌકા નામ મનાય. ૧૦૮
એમ ગણી અંતર થકી કથુ મુખ પ્રભુ ચરિત્ર,
મુજ કુળ સુદ્ધાં સર્વદા થાઉ પરમ પવિત્ર. ૧૦૯
આગળ ઉત્તમ કવિ વરે કીધા બહુ ઇતિહાસ,
વાલ્મિક વ્યાસ સમા જુઓ કીધાં નામ પ્રકાશ ૧૧૦
વળિ આદીથી. આજમાં કઇંક થયા કવિ જન,
ભૂલ્યા નહિ ભગવાનનાં ચરિત્ર સ્ચવા મન. ૧૧૧
ભકત થયા બહુ ભૂમિ પર ગાયા યશ કિરતાર,
અખંડ ભકતી ઉર ધરી તરી ગયા સંસાર. ૧૧૨
તેવા આગળ તુચ્છ હું નહિ લેખામાં લેશ,
ક્યાં મેરૂ ક્યાં કાંકરો ક્યાં કિટ રવી ઉજેશ. ૧૧૩
પણ કથવું મ્હારૂ કદી ભર્યું અજ્ઞાન અપાર,
હરિ ગુણ યશ વદતાં કદી હોય ન દોષ લગાર. ૧૧૪
વળિ પ્રભુ નામ પ્રતાપથી. મન ચિંતવ્યું સહુ થાય,

તન મન સંકટ સહસ્ર વિધ પળમાં દૂર પળાય. ૧૧૫
એમ ગણી પ્રભુને ભજો રામ રામ મુખ વાસ,
જય જય થાયે સર્વદા હોયે પુર્ણ પ્રકાશ. ૧૧૬
નથી અધિક કો રામથી નહિ કો તેને શીષ,
સહુથી સમરથ શ્રી પતી જગમાં શ્રી જુગદીશ. ૧૧૭
શકિતવંત એ સર્વમાં સરજનહાર સહાય.
સમરો તેને સર્વદા જય જય જગમાં થાય. ૧૧૮

## ચોપાઇ.

કરે પ્રાર્થના પ્રભુની નિત્ય, દિન દિન વાધે અધિકી પ્રીત;
ગુણ ગાતાં તન ભૂલે ભાન, સમરે ચિત્ત સદા ભગવાન. ૧૧૯
નયન સદા હરિ રૂપજ જુએ, મનડુ મનના શંશય ખુએ;
કાન સુણે હરિ કીર્ત્તન સાર, મુખ રસનાથી જપે મુરાર. ૧૨૦
રામ નામ કર માળા ગ્રહે, મહા મંત્ર મુખથી ઉચરે;
અંતર જાપ જપે અવિનાશ, આત્મારામ અભય ઉરવાસ. ૧૨૧
હર્ષ શોક મનમાં નવ લહે, નિશ દિન પ્રેમ મગન ચિત રહે;
ધન સુત દારા સઘળું નેષ્ટ, ગણે ધર્મ ગોવિંદ ગુણ શ્રેષ્ટ. ૧૨૨
તન મનની સહુ માયા પરી, અખંડ વૃત્તી ઉરમાં હરી;
જયમ સુરતા નટ દોરે રહે, તેમ હરીજન હરિને ગ્રહે. ૧૨૩
જયમ નારી શેવે સંતાન, તેમ ભકત શેવે ભગવાન;
જેમ કૃપણ ધન માટે ધાય, તેન હરીજન હરિને ચ્હાય. ૧૨૪
મદ માયા મોટમ પરહરે, સદા એક વિઠ્ઠલને વરે;
ભાવ થકી ઉર ભકતી થાય, તેનો કર શામળિયો સ્હાય. ૧૨૫

## દોહરા.

નવધા ભકતી નાથની પ્રેમ ભકિત સહુ શ્રેષ્ટ,
વિઠ્ઠલ વશ તેથી રહે અન્ય સર્વ છે નેષ્ટ. ૧૨૬
તરાયના ભકતી વિના આ ભવ અબ્ધિ અપાર,
જાણો આ સંસારનો ભકતી સેતુ સાર. ૧૨૭

## સવૈયા.

જો તરાય ભકતી વિણુ સાગર તોતો તરશે સઘળા જન્ન,
કો બળવંતા બાંધે હરિને કે ધનવંતા ખરચે ધન્ન;
અમલદાર કો અમલ જણાવી પ્રભુ મળવાના કરે ઉપાય,
રાજ બીજનો ડર દેખાડી વસે જઇ વૈકુંઠે રાય. ૧૨૮
વિદ્વાનો જઇ વિદ્યા જણવે વેદ વાણિના કરે ઉચાર,
કે વ્યાકરણ કે ન્યાય જણાવે પંડિતાઇના કરે પુકાર;
સત્યવાદીઓ સત્ય જણાવે ગર્વ સત્યનો ધરી અપાર,
પુણ્યવાન જઇ પુણ્ય દાખવે વૈકુંઠે વસવા નિરધાર. ૧૨૯
કરમવંત સહુ કર્મ પ્રતાપે મોક્ષ ધામ ચાહે મન માંય,
ધર્મવંત ધરણીપર મોટા ધારે મનમાં જાવા ત્યાંય;
દાતા જન કિર્તિ નિજ દાખે મોક્ષ પામવા ધારે મન્ન,
કપટી જન કો કપટ કરીને સટકી પેસે બ્રહ્મ સદન્ન. ૧૩૦
ચોર લોક ચોરીથી રાત્રે દ્વાર ઉઘાડી પેસે આપ,
ઠગ બાજીથી ઠગે ઠગારા ને જણવે નિજ તણો પ્રતાપ;
સ્હેજ મળે જો મોક્ષ ધામ તો નિજ બળથી જાએ સહુ લોક,
ભાવ ન પુછે ભકતી કેરા કરે નહી શ્રમ કોઇ ફોક. ૧૩૧
પણ છે કામ કઠણ મુકતીનું મોક્ષ ધામ જાવું નહિ સ્હેજ,
લાધે નહિ એ અવર ઉપાયે પ્રેમ ભકિત સેતુ શુભ એજ;
અન્ય ઉપાય કર્યા કઇ બળથી મોક્ષ ધામ જાવા બહુ જન્ન,
પણ નવ ફાવ્યા કોટિ કામથી પછી વિમાંસ્યા પોતે મન્ન. ૧૩૨
લક્ષ ગાયનાં દાન કરે નિત નહુષ રાય મન ધરી ઉમંગ,
સફળ થયું નહિ કાજ તેહનુ ઉલટો અપયશ પામ્યા અંગ;
સવળાનું અવળું થઇ બેઠુ કુર્મ રૂપ થઇ વશિયા કુપ,
સાઠ શહસ્ત્ર સંવત્સર વીત્યા જળચર કેરૂં ધર્યું સ્વરૂપ. ૧૩૩
દાન થકી તો ફળ એ લાધે સુર ઇન્દ્રાદિક લોક જવાય,
પુરણ પુણ્ય થતાં ક્ષય પામે અંતે ચોરાશી અથડાય;
શહસ્ત્ર યજ્ઞ સઘરે કીધા પણ કાંઇ ન સુધર્યું તેનું કાજ,
અંત સમે અવગતિએ પામ્યા ગઇ લોકમાં મોટી લાજ. ૧૩૪

પણ જ્યારે ભગિરથ સુત ભયા પિતુ તણું જાણ્યું બહુ દુઃખ,
કરિ ભકતી ભગવાન ઉપાસ્યા ગંગા આણી આપ્યુ સુખ;
પ્રતાપ ભકતી કેરો ભારે ભકતી સમ નહિ કોઈ થનાર,
ભકિત એજ ભવ તરવા સેતુ ભકતીથી રીઝે કિરતાર. ૧૩૫
પારાશરના પુત્ર વ્યાસજી બ્રહ્મ કુળ ઉત્તમ અવતાર,
કૌટિક કાવ્ય કરી બળ ધારી પણ અંતર નવ ઠર્યું લગાર;
પણ નારદ ઉપદેશ સુણીને ભગવત ભકતી રચી અપાર,
જગ મધ્યે જશ વ્યાપ્યો ઝાઝો વ્યાસ ગણ્યા વિષ્ણુ અવતાર. ૧૩૬
વાલ્વ નામ વાલ્મિકજી કેરૂં ભુડાં કૃત કરે દિન રાત,
રામ નામ મહા મંત્ર મળ્યાથી થયા વિપ્રની ઉત્તમ જાત;
ભકતી સમ બળ નહી અન્યનું મહા બળ ભકતી તણું ગણાય,
આત્મારામ વસે અંતરમાં અંતે રૂપમાં રૂપ સમાય. ૧૩૭

## સોરઠા.

ભૂધર ભકતાધીન આધિન નહિ એ અન્યને,
જળ વહાલુ જયમ મીન ભકત વહાલા ભગવાનને. ૧૩૮
જ્યમ વહાલાં સંતાન માતાના મનમાં અતી,
ત્યમ વહાલા છે ભકત ભગવતના અંતર વિષે. ૧૩૯
બીજા સઘળા ધર્મ કો કાળે પણ ખુટશે,
પણ ભકતી શુભ કર્મ કદી ન ખૂટે કાળથી. ૧૪૦
જે જે ઉધર્યા જન્ન તે સહુ ભકિત પ્રતાપથી,
ટળ્યા ન કોના તાપ ભકિત વિના ભવ આથડયા. ૧૪૧
ટળી જાય તે રોગ ઔષધથી જે રોગની,
પણ અમૃતનો ભોગ કરે અમર આ દેહને. ૧૪૨
અન્ય ઉપાસન સાર ધાર્યું તે કારજ કરે,
ભકતી અખુટ ભંડાર સર્વ સફળ જગ ઉધરે. ૧૪૨
જાણો સઘળું અસાર સાર નામ શ્રી રામનું,
સહુનો તારણ હાર રામ વિના નવ કામનું. ૧૪૪

---

## ઝુલણા છંદ.

અચળના સુખ જે ઇન્દ્ર કે સુરનું,
અંત તે સુખનો કોહિ આવે;
એક વિધિ દીનમાં ચૌદ ઈન્દ્રો ફરે,
પુણ્ય પરવારતાં નષ્ટ પામે:
યજ્ઞ વ્રત દાન આદિક જે કાજ તે,
અલ્પ સુખ આપી અંતે વિરામે;
કાળ જાતાં તદા ક્ષય થતાં પુણ્ય એ,
સ્થાન સન્માન સર્વે ઉથાપે. ૧૪૫
પામિયા તપ કરી વીધિ વરદાન જે,
રાવણાદી સહુ નષ્ટ પામ્યા;
હિરણ્યકશીપુ સમા આપ ઉન્મત અતી,
નાથ કૃપા વિના તે વિરામ્યા;
કોઇ બળવંતનું જોર પ્હોંચ્યું નહી,
હામને દામ હોતાંજ હાર્યા;
હાથના બળ વડે તરૂ ગિરી તોડતા,
સર્વ મુકી તદા તેહ ચાલ્યા. ૧૪૬

## દોહરા.

નથી અજાણ્યું ઇશનું સર્વે જાણે તેહ,
સમરથ શકતીવંત છે ઘટ ઘટ વ્યાપક એહ. ૧૪૭

## ચોપાઈ.

હરી ભજન વિણુ હોય ન સુખ, અન્ય કારજમાં અંતે દુઃખ;
ભકતીમાં ભય કોનો નહી, અચળ સુખ એ આપે સહી. ૧૪૮
અન્ય ઉપાધી અળગી રહે, ભકતીથી ભવ સંકટ દહે;
અજર અમર ભકતીથી થાય, ભકતી વિણુ ભવ નહીં તરાય. ૧૪૯
તન ધન યુવતી મિત્ર સબંધ, કોઈ અર્થ નવ આવે અંત;
સુખ વેળાએ સુખને સ્હાય, દુખ વેળાએ સહુ દુર થાય. ૧૫૦

સુખ ભોગવવા આવ્યાં સહુ, અંતે દુખડાં આપે બહુ;
સાકર ખાવા મુંગી મળે, પુરણ થાતાં ત્યાંથી ટળે. ૧૫૧
તેમ સબંધી મળિયાં બહુ, સુખ ભોગવવા વળગ્યાં સહુ;
અંતે કામ ન આવે કોય, રામ નામ સુખ દાયક હોય. ૧૫૨
સુખ ઝાઝે સુખ હોય કદાય, કયમ દશકંધ રહે રણુમાંય;
બાણું લક્ષ બેટા કહેવાય, તોયે પ્રાણુ હર્યા રઘુરાય. ૧૫૩
ધન ઝાઝે સુખ હોય જરૂર, નંદરાય કયમ હોયે દૂર;
અતી હતો એ ધનનો પતી, પણ અંતે થઇ ભુંડી ગતી. ૧૫૪
દાન દીધે જો સુખજ થાય, નહુશ ધરે ના કુર્મની કાય;
નિત્ય લક્ષ ગો દાનજ કરે, ભકતી વિના ભગવત પરહરે. ૧૫૫
સઘરે કાધા યજ્ઞ હજાર, પણુ અંતે ના પામ્યા પાર;
માટે સહુથી ભકતી શ્રેષ્ટ, ભકતી આગળ સઘણુ નેષ્ટ. ૧૫૬
જાત ભાત ઈશ્વર નવ લહે, હરિ ભકતનો કર હરિ ગ્રહે;
ઉંચ નીચ નવ જાણે નાથ, સદા હરિજન હરિની સાથ. ૧૫૭
ભેદ કાંઈ જો ભગવત લહે, રોહિદાસનું અન્ન નવ ગ્રહે;
સબરીનાં નવ બોરજ ખાય, ચોખામેળ ઘરમાં કયમ જાય. ૧૫૮
કુબજા દાસી નીચી નાર, બને કેમ પટરાણી સાર;
પ્રીતમજી પ્રીતીને લહે, ધન કીર્તિને તે નવ ચહે. ૧૫૯
કોટી ઉપાયે કામ ન થાય, શ્રમ કરતાં ભવ રોગ ન જાય;
ભકિત એજ અમૃત ઔષદ્ધ, ટળે તર્ત તેથી ભવ દર્દ. ૧૬૦
રામ નામ સબળો શુભ મંત્ર, જગત જીતવા જબરો જંત્ર;
એથી અધિકુ કાંઈ નથી, રામ નામ બળિયું સર્વથી. ૧૬૧
રામ નામનું જબરૂ જોર, રામ નામનો વાળ્યો દોર;
રામ પ્રકાસે જગમાં આપ, સઘળે રામ તણોજ પ્રતાપ. ૧૬૨
ઘટ ઘટ વ્યાપી રામજ રહ્યા, અતિ બળવંતા સઘળે લહ્યા;
કોઇ નથી જગ રામ સમાન, રામ સમાં કો ન કરે કામ. ૧૬૩

દોહરા.

કર ભકતી એ રામની સમરથ જાણી સાર,
સુખ પામો સહુ લોકમાં પામો ભવની પાર. ૧૬૪

શ્રેષ્ટ ગણી ભકતી સદા સમરો મુખથી રામ,
સંસારે સુખ ભોગવી પહોંચો અવિચળ ધામ. ૧૬૫
ભલું ચહી ભગવાનને જાણો અંતર આપ,
ગોવર્ધન ભવ જળ તરો ટાળો સહુ સંતાપ. ૧૬૬
સત્ય નામ શ્રી રામનું સમજી ગ્રહો જરૂર,
ગોવર્દ્ધન કેરો સકળ દુઃખ થાય સહુ દુર. ૧૬૭

———:o:———

इति श्री संसार सेतु ग्रन्थे भट्ट गोवर्धन
विरचिते भक्ति स्रेष्टता कथनो नाम
अष्टमो स्थंभः ॥८॥

श्री

# संसार सेतु.

## नवमो स्थंभः

## જ્ઞાન.

—०—

### દોહરા.

ભાઇ વિચારો ઉરમાં સમજો સઘળો સાર,
વિશ્વ તણી રચના જુઓ ભાળો જ્ઞાન પ્રકાર. ૧
અસત્ય સઘળું વિશ્વ છે સત્ય એક શ્રી રામ,
જ્ઞાન વિચારો ગુણ નિધી સમરથ સહુથી શામ. ૨
અસત્ય તેનો નાશ છે સત્ય એજ રહેનાર,
તો પ્રીતી શી તે તણી સત્યે રાખો પ્યાર. ૩

### ચોપાઈ.

પંચ ભૂતનો બનિયો દેહ, વન્હી જળ વાયુ સમ તેહ;
હાથ મુખ પદ શ્રવણ સહાય, નેત્ર ત્વચા રસ ઘ્રાણ ગણાય. ૪
ગુદા લિંગ દશ ઇન્દ્રિ એહ, ભિન્ન દેવતાને વશ તેહ;
પંચ તત્વથી ઉપને સાર, કરે કાજ નિજ નિયમ અધિકાર. ૫
હાથ ગ્રહે મુખ ભક્ષે સહી, શ્રવણ સુણે પદ ચાલે કયહી;
નેત્ર લહે ત્વચ સ્પર્શે સાર, રસન સ્વાદ માણે નિરધાર. ૬
એમ ઇન્દ્રિ સહુ કારજ કરે, દેહ તણા ધર્મે અનુસરે;
દુઃખ દેહનું ધારે તેહ, સુખ ભોગવે નિઃસંદેહ; ૭
આનંદે સહુ રાજી થાય, દુખમાં દુઃખ ખમે સહુ કાય;
દેહ તણો સહુ ધારે ધર્મ, દેહ તણાં આચરતાં કર્મ. ૮
પંચ ભૂતનું એ પુતળું, હાથ પાદ શિર તેથી બન્યું;
જ્યારે અવધી પુરી થાય, ભૂત ભૂતમાં સર્વ સમાય. ૯

વિશ્વ સહુ એ રીતે થયું, પંચ ભૂતમાં સ્થીરજ રહ્યું;
ઉત્પત્તી પણ તેથી થાય, અંતે તેમાં સર્વ સમાય. ૧૦
ઝાડ પહાડ પશુ માનવ દેહ, પંચ ભૂતથી પ્રકટયું તેહ;
સહુમાં વ્યાપ્યાં પાંચે તત્વ, જગ સરજ્યું એ મળતાં સત્વ. ૧૧
તેથી એક આત્મા છે ખરો, અજર અમર નિશ્ચલ બળ ધરો;
પરમાત્માનું રૂપ સદાય, આત્મા એતો અચળ મનાય. ૧૨
અતી અનાદી અપરમપાર, નિર્વીકારિ નિર્લેપ પ્રકાર,
સ્વયં પ્રકાસે તે તો સહી, જરા મ્રત્યુ ભય જેને નહી. ૧૩
એવો આત્મા દેહમાં વસ્યો, જડવત દેહંજ ચૈતન કર્યો;
નથી સંબંધ આત્માને દેહ, ભિન્ન સર્વ એ જાણો તેહ. ૧૪
તમે, અમે, હું, જે કહેવાય, તે તો આત્મારૂપ જણાય;
અવિછિન્ન એ સહુમાં ભર્યો, જડ જેવાને ચૈતન કર્યો. ૧૫
દેહ આત્મા એ દૂર સદાય, નહિ સંબંધ તેનો કંઇ થાય;
દેહ નાશ આત્મા અવિનાશ, આત્મા દેહને કરે પ્રકાશ. ૧૬
કહો દેહ મ્હારો શે કાજ, તેમાં તમનું શું છે સાજ;
પૃથ્વી વારી વન્હિ સમીર, તેજ મળીને બન્યું શરીર. ૧૭
તો તેમાં શું તમનું જરી, કરિ વિચાર ખોજો મન ખરી;
આત્મા તેથી જુદો વસે, દેહ તણો સંબંધ ન દિસે. ૧૮
આત્મા એતો સત્ય અભેદ, દેહ સદા મ્રત્યુ વશ છેદ;
અજર અમર એ આત્મા સહી, દેહ કદી તેના સમ નહી. ૧૯
આત્મા એતો સ્વયં પ્રકાશ, દેહ તણો તો દીસે નાશ;
તો તેનો શો હોય સબંધ, દેહ આત્માનો શાનો બંધ. ૨૦
આત્મા એ ઈશ્વરનું રૂપ, અજર અમર એ શુદ્ધ સ્વરૂપ;
જડવત દેહ વિષે સંચર્યો, પંચ ભૂતને ચૈતન કર્યો. ૨૧
આપ દિસો છો આત્મા રૂપ, દેહ સદા છે દુઃખનો કૂપ;
તોય દેહને મ્હારો કહો, તેનાં સુખ, દુખ પોતે લહો. ૨૨
એ અજ્ઞાન અપાર ગણાય, સત્ય વાત તે નહિ સમજાય;
જ્ઞાન વિચારે સમજણ હોય, ટળે મનની મમતા સોય. ૨૩

## દોહરા.

ટળે મમત એ મન તણો અહં મમત્વ અપાર,
સીધો મારગ સૂઝશે જ્ઞાન પ્રકાસે સાર. ૨૪
નથી દેહ કોઇ તમે નથી પંચ ભુત આપ,
ભોક્તા નહિ સુખ દુઃખના પુરણ તેજ પ્રતાપ. ૨૫
મિથ્યા માની માહરૂ ભુલો સઘળી પેર,
કોણ તમો ક્યાં વાસ છે કોણ સ્નેહ ક્યાં વેર. ૨૬
ક્યાંથી આવ્યા ક્યાં જવું કોણ રૂપ કુણ રંગ,
વાત વિચારો મુળની આપે વસો અભંગ. ૨૭
દેહ સજ્યું સહુ દેહનું તમને નહિ લેપાય,
પરા હિસો સુખ દુઃખથી નથી તમારી કાય. ૨૮

## ચોપાઇ.

કહો દેહ જે મ્હારો સહી, ધન મિલકત પણ પરની નહી;
મ્હારૂ કહેતાં વળગે પાપ, મ્હારામાં સઘળો સંતાપ. ૨૯
કંઇક દેહમાં ભમિયા તમે, તોયે એ મમતા નવ શમે;
અપાર દુખ તેથી ભોગવ્યાં, પર સંકટ પોતે જોગવ્યાં. ૩૦
સદ્‌ગુરૂથી જો સમજો સાર, તો સહુ દુઃખ ટળે નિરધાર;
મ્હારૂ ત્હારૂ મિથ્યા ગણો, અજર અમર પ્રત્યુ શીદ ભણો. ૩૧
પર કાજે શીદ હયોછો ત્રાસ, દેહ નહી છો શુદ્ધ પ્રકાશ;
વિકાર હીન સદા છો સહી, વિકારથી લેપાશો નહી. ૩૨
ભરમ કરી તેમાં ભૂલશો, અંતે મહા દુઃખમાં ડુલશો;
પંચ ભૂત હું નહી કહાય, નહી દેહ હું સત્ય સદાય. ૩૩
નિશ્ચય એ મનમાં જો થાય, સંકટ સઘળું દૂરે પળાય;
સિદ્ધ વેદાન્ત તણો એ સાર, દેહ આત્મા છે ભિન્ન અપાર. ૩૪
સુણો વાત દૃષ્ટાંતે કહું, પછિ સિદ્ધાંત વિચારો સહુ;
ભરમ ભૂલ મનથી સમજાય, સુખ સદા અંતરમાં થાય. ૩૫
આવ્યું સ્વપ્નું રાત્રે સાર, જાણે ડશિયો ઝેરી નાગ;
આવી મૂર્છા સ્વપ્ના મહી, અચેતના થઇ કાયા સહી. ૩૬

મંત્ર તંત્ર વાળા આવિયા, વૈદ ગારૂડી બોલાવિયા;
અરે હવે મૃત્યુ આવશે, મુજ નારીની શી ગત થશે. ૩૭
પુત્ર તણું પાલન કુણ કરે, અનાથનું ઉદર કુણ ભરે;
શોચે અંતર એમ અપાર, આંખે ચાલે આંસુ ધાર. ૩૮
દુઃખ અતીશે દેહમાં થયું, જાણ્યું આયુષ પુરણ ગયું;
આંખ ઉઘડી એવે સહી, સ્વપ્નામાંનું કાંઇ નહી. ૩૯
નથી ડસ્યો તેને તન નાગ, નથી મૃત્યુનો આવ્યો લાગ;
મિથ્યા સ્વપ્નામાં દુખ થયું, દેહે તો પુરણ સુખ રહ્યું. ૪૦

## દોહરા.

એમ અસ્થિર સંસારમાં સ્વપ્ના રૂપ સબંધ,
દેહ અને આત્મા મળ્યા અલ્પ સમયનો બંધ. ૪૧
પંચ ભૂતનું દુઃખ એ દેહ ભોગવે આપ,
આત્મા તો અળગો સદા શીદ લહે સંતાપ. ૪૨
જર જમીન પણ માહરી કેમ ગણો છો સાર,
તેમાં શું તમનું દિસે અંતર કરો વિચાર. ૪૩
ભોમી તો ભગવંતની રચના સત્ય ગણાય,
શું કીધું તેમાં તમે તમની કેમ મનાય. ૪૪
થાય વૃક્ષ ભોમી બળે ઋતુ બળ ફળે સદાય,
તેમાં કીધું શું તમે મ્હારૂં કેમ મનાય. ૪૫
ચુનો ઇંટો મ્હાલથી બંધાવ્યું ઘર સાર,
સર્વ કૃતી જગદીશની કીજે ઉર વિચાર. ૪૬
લક્ષ્મી છે ધાતુ તણી પંચ તત્વ એ પુર,
ભિન્ન તમે છો તેહથી અભેદ આત્મા દુર. ૪૭
મિથ્યા મ્હારૂં માનિને શીદ માગીલ્યો દુઃખ,
કોણ તમે ને તેહ કુણ સમજી ધારો સુખ. ૪૮

## ચોપાઇ.

તમો નથી એ ધાતુ રૂપ, તમે નથી એ ભોમં સ્વરૂપ;
તમો નથી માયામાં વસ્યા, પંચ ભૂતથી અળગા ખશ્યા, ૪૯

તોયે કયમ એ રૂપે રહ્યો, પંચ ભુત પોતાનું કહ્યો;
હું બ્રાહ્મણ હું ક્ષત્રી આપ, ઉંચ નીચનો ગણ્યો મત્ય. ૫૦
પણ આત્મા તો ઉંચો નથી, ના નીચો તે તો સર્વથી;
બ્રાહ્મણ રૂપ નથી તેહનું, ક્ષત્રી નામ નથી દેહનું. ૫૧
એ ઉપાધી સઘળી સાર, પંચ ભુતની ગણ્યો અપાર;
આત્માને તો કાંઈ ન અડે, શુદ્ધ સ્વયંભૂને શું નડે. ૫૨
ધર્મ દેહના એતો સહી, આત્માને કંઈ વળગે નહી;
દેહેતો બ્રાહ્મણ કહેવાય, દેહે ક્ષત્રી નામ જણાય. ૫૩
શુદ્ર શ્વપચ પણ દેહજ સહી, એમાં કંઇ આત્માને નહીં,
પાત્ર ભેદથી પડીયાં નામ, આત્માને નહિ તે શું કામ. ૫૪
ભર્યું સરોવર એકજ નીર, પીયે સર્વ ને ધુવે શરીર;
ભેદ નહીં તે જળમાં કશો, એક રૂપ સરવરમાં વશ્યો. ૫૫
પણ તેમાંથી વિપ્રે સાર, બેડું ભર્યું જળનું નિરધાર,
વળા ક્ષત્રીયે બેડું ભર્યું, વૈશ્યે પણ તેમાંથી હર્યું. ૫૬
પછી મનાયું વિપ્રનું નીર, ક્ષત્રી જળ કહે છે સહુ વીર;
વૈશ્યે ભર્યું તે વૈશ્યનું થયું, જે જેના વાસણમાં ગયું. ૫૭
સરવરનું પાણી તો એક, પાત્ર પરસતાં થયો વિવેક,
આતો વશ્ય તણું જળ સહી, બ્રાહ્મણથી પીવાયે નહી. ૫૮
આ જળતો ક્ષત્રીનું સાર, આતો બ્રાહ્મણનું નિરધાર;
પાત્ર ભેદથી ભેદજ લહ્યો, ઉંચ નીચ તો તેને કહ્યો. ૫૯
પણ પાછું તે સઘળું નીર, પડે સરવરમાં સહુનું ક્ષીર;
ભેદ તતક્ષણ ભાગે સાર, જળ સરવરનું એકાકાર. ૬૦
ઉંચપણું એમાં નવ રહ્યું, નીચ પણું પણ તેથી ગયું;
એક રૂપ બનીયું એ નીર, પીયે સરવ ને ધુવે શરીર. ૬૧
ન્યૂનાધીક તેમાં નવ રહ્યું, એક રૂપ એતો થઇ ગયું;
સરવર જળ સમ આત્મા સાર, પાત્ર ભેદ જાતી વ્યવહાર. ૬૨
બ્રાહ્મણ યોનીથી દેહ અવતર્યો, માટે તેને બ્રાહ્મણ કહ્યો;
ક્ષત્રીથી જાયો જે દેહ, ક્ષત્રી નામ કહેવાયો તેહ. ૬૩
વૈશ્યે વૈસ્ય ને શુદ્રે શુદ્ર, ક્ષુદ્ર યોનીથી પ્રકટયો ક્ષુદ્ર;

એતો સઘળા દેહના ધર્મ, આત્માને વળગે નવ કર્મ. ૬૪
એક કુપ એક ક્ષેત્રે સાર, કીધી ખેતી કઈક પ્રકાર;
એક બાજુ કારેલી કરી, એક તરફ કોળી અનુસરી. ૬૫
એક તરફ મરચાંનો પાક. ભિન્ન ભિન્ન કીધાં સૌ શાક;
વળી થોડે કીધી શેરડી, થોડામાં લિંબુએ કરી. ૬૬
એક કુપનું સિંચે નીર, એક ધણી કૃષિકાર શરીર;
એક ક્ષેત્રમાં સર્વે કર્યું, એક રીતથી સહુ અનુસર્યું. ૬૭
પણ શેરડીનો મીઠો સ્વાદ, મરચાંનો છે તીખો નાદ;
લિંબુમાં ખાટાઈ ભરી, કોળામાં ગળપણતા ધરી. ૬૮
કારેલાં માંહે કડવાશ, જાત જાતના લાગ્યા પાસ;
એક નીર એ સહુમાં ગયું, પાત્ર પ્રમાણે સ્વાદે થયું. ૬૯
પણ એતો સહુ પાણી એક, પાત્ર ભિન્નતા રૂપ અનેક;
તેમ આત્મા તો એકજ દીસે, ભર્યો ભિન્ન પાત્રોને વિષે. ૭૦
બ્રાહ્મણ પાત્રે બ્રાહ્મણ કહ્યો ક્ષત્રીથી ક્ષત્રી થઇ રહ્યો;
નામ ઉપાધી દેહની સાર, આત્મા ભિન્ન સદા નિરધાર. ૭૧
મન્ન થકી એ જાણો ખરૂ, દુખ રહે આત્માથી પરૂ;
નહિ આત્મા ભોકતા સર્વથી, નિર્લેપી લેપાતો નથી. ૭૨
દૃષ્ટા એતો સહુનો સહી, સુખ દુઃખ કેરો ભોકતા નહી;
અભેદ અજરામર એ રૂપ શુદ્ધ સ્વયંભૂ સત્ય સ્વરૂપ. ૭૩
એ વિવેક અંતર સમજાય, તેનું નામ તો જ્ઞાન ગણાય;
જ્ઞાન પામતાં સરવે ફળે, જીવ શીવમાં સહજે ભળે. ૭૪
એક રૂપ થાયે અવિનાશ, માયા ભયનો થાયે નાશ;
જ્ઞાન પ્રકાસે ઉરમાં સહી, પછી કાંઇ બાકી નવ રહી ૭૫
અજ્ઞાને અંધારૂ ઘણું, એક રૂપને બીજુ લહ્યું;
આત્મા એક દિસે જે શુદ્ધ, અજ્ઞાને તે ગણો અશુદ્ધ. ૭૬
એ તો સઘળું છે અજ્ઞાન, કેફ કરનારો ભુલે ભાન;
સમજે ઉલટી સઘળી પેર, સ્નેહી સાથે આણે વેર. ૭૭
તેમ માયાના કેફે કરી, ખરી વાત તનથી પરહરી;
નાશવંત માયા છે સાર, રાખો તેની સાથે પ્યાર. ૭૮

સત્ય આત્મા તે સમજે નહી, જરા મરણનો જાણો સહી:
એતો સઘળું છે અજ્ઞાન, બ્રહ્મ રૂપ ભૂલ્યા ભગવાન. ૭૯
મમતા જગની મનમાં ધરો, મ્હારૂ ત્હાર મિથ્યા કરો;
તેથી ચોરાશી દુખ મળે, અભેદ આત્મા દેહે ભળે. ૮૦
જ્ઞાન અગમ જાણે જે સાર, પામે તે ભવ દરિયા પાર;
કાંઇ ઉપાધી તેને નહી, બ્રહ્મ રૂપ સૌ ભાળે સહી. ૮૧
નહી સતાવે ત્રીવિધ તાપ, નહી રહે ઉરમાં સંતાપ;
આત્મા પરમાત્મા છે એક, સત્ય જાણિયો એજ વિવેક. ૮૨
મ્હારૂ ત્હારૂ સૌ પરહર્યું, બ્રહ્મરૂપ સહુ બ્રહ્મે ભર્યું;
નહી ભિન્નતા હૃદયે સાર, બન્યો આપ એ શુદ્ધ પ્રકાર. ૮૩

## ઈન્દ્રવજ્રા વૃત્તમ્.

અહે હરી ને ગુણ કર્મ ત્યાગી,
સંસારમાં તોય મને વિરાગી;
જુઓ સદા પંકજ વારી માં છે,
ન પંકજે વારિ કદા અડે છે. ૮૪
સંસારમાં તેમ રહે સદાયે,
સંસારથી રકત નહી કહાયે;
માતા પિતા ભ્રાત સુ પુત્ર દારા,
કાળે કરીને સઘળા જનારા. ૮૫
એવો ધરે નિશ્ચય જ્ઞાન અંગે,
પુરી રતી શ્રી પરમાત્મ સંગે;
સંસાર તાપે તનડુ તપે ના,
માયા તણા જાપ મુખે જપે ના. ૮૬
જેવી રીતે વૃક્ષ વને ઉગે છે,
તથાપિ ત્યાં આશ્રય મેઘનો છે;
સંસારમાં તેમ સદા રહે એ,
તથાપિ આધાર પ્રભુ ગ્રહે એ. ૮૭
જાણે સદા કે સહુ વ્યર્થ આ છે,
સ્થળે સ્થળે સંકટથી ભર્યું છે;

ભલે સુખો સર્વ સદૈવ ધારે,
પરન્તુ સદ્‌જ્ઞાન ઉરે વિચારે. ૮૮
થશે થવાનું પ્રભુને ગમે જે,
વિકાર સર્વે તનના શમે જે;
બાધે નહિ આ વિષયો બલીષ્ટ,
પીડયા ન પામે તનની અરીષ્ટ. ૮૯
સંભાવના એક સમસ્ત જાણે,
પુરી રતીથી પરમાત્મ માણે:
ગરીબ બોલે જન કોઇ તો શું!
શ્રીમાન કે'તાં અધિકુ થયું શું. ૯૦
મોટા કહે તોય ભલે કહે તે,
નાના વદે તોય ભલે વદે એ;
ભલે કદા કો અપમાન આપે,
ભલે કદાપી દઈ માન સ્થાપે. ૯૧
રહે તથાપી મન એક રૂપે,
સદા વસે શાન્ત બની સ્વરૂપે;
ના હર્ષમાં કે નહિ શોકમાં એ,
વસે વને કે વળિ લોકમાં એ. ૯૨
સદાય આનંદ ઉરે ભર્યો છે,
શાન્તી સુધા સ્નેહ મને ઠર્યો છે;
વેઠી ક્ષુધા અંગ તથા થયું શું,
આરોગિયા અમૃત તોય છે શું. ૯૩
નવીન વસ્ત્રો પરિધાન તો શું,
અને કદી જીર્ણ થકી થયું શું;
નિવાસવા મ્હેલ કદાપિ તો શું,
તથા કુટીમાં વસતાં થયું શું. ૯૪
વૃક્ષો સહે છે શિત તાપ નિત્યે,
તથાપિ છે એક સ્વરૂપમાં એ;
એવી રીતે એક રૂપે રહીને,

સદા સ્મરે ઇશ અખંડ તોયે. ૯૫
સુખે દુખે એક રૂપે રહે જે,
ન સુખ કે દુઃખ ઉરે ગણે જે;
આત્મા તણું ના તનનું સહુ છે,
જશે તદા એ તનનીજ સંગે. ૯૬
અધ્યાત્મ એ જ્ઞાન ઉરે વશ્યું છે,
ગણે નહીં તે સુખ દુઃખ શું છે;
તે તત્વ જ્ઞાની અધિકારિ કાવે,
ના દુઃખ તેને કદિએ સતાવે. ૯૭

## દોહરા

એ અધિકારીને સદા પ્રભુજી રાખે પાસ,
તરે પ્રૌઢ સંસારથી હોય અચળ અવિનાશ. ૯૮
બ્રહ્મ રૂપ ભગવંતને અંતર જાણો આપ,
સહજ તરો સંસારથી ટળે સર્વ સંતાપ. ૯૯

## ભુજંગી વૃત્તમ્.

પરિ બ્રહ્મ એ સત્ય આનંદ કારી,
ચિદાત્મા પરા પાર છે નિર્વિકારી;
નથી પ્રીય અપ્રીય સૌ એક રૂપે,
નથી દીન શ્રીમાન કે રંક ભૂપે. ૧૦૦
નથી રોગ નિરોગ ના કાંઇ ભાસે,
સદા એક રૂપે સ્વયં સત્પ્રકાશે;
જરા મર્ણના બાધ કોઇ કરે છે,
મહા કાળ તેને ન કોદી હરે છે. ૧૦૧
નથી ઇશ માથે નથી બાધ કાંઇ,
નહી રૂપ કલ્પાય નિર્કલ્પ સોઇ;
સદા વાસ આનંદ કારં અપારં,
કૃપાવંત કલ્યાણ રૂપં રસાળં. ૧૦૨
નિશાજ્યાં નથી સર્વદા દીન ભાસે,

સદા સર્વદા કોટિ અર્કો પ્રકાસે;
શશી કોટિની શાન્તિ જ્યાં સ્થીર સ્થાપી,
સુધા મેઘ વૃષ્ટી અખંડીત વ્યાપી. ૧૦૨
મહા જ્ઞાન ગીર્વાણુ જ્યાં સોમિ ભાસે,
સદા તત્વ વિજ્ઞાન કેરૂં વિકાસે;
નહી પક્ષ કોની નહીં ભિન્ન ભાવ,
સદા સત્ય આનંદ શાન્તી પ્રભાવ. ૧૦૪
નહી શત્રુ કે મિત્ર ના કોઇ ત્યાંહી,
સગાંના સબંધી સહુ એક જ્યાંહી;
લઘુના ગુરૂના નહી રંક ભુપ,
નહી ઉચ્ચ કે નીચ સૌ એક રૂપ. ૧૦૫
વિકારી નહી નિર્વિકારી સદા છે,
પરી બ્રહ્મ આનંદ એ સર્વદા છે;
સહુ ઈશનો ઇશ દેવાધી દેવ,
અધીશ્ટા અનાદી અતી જ્ઞાનિ એવ. ૧૦૬
ઘડીમાં બનાવે અતી શ્રેષ્ટ જક્ત,
ઘડીમાં બનાવે ધનીને વિરક્ત;
ઘડીમાં કરે રંકનો ભુપ ભારી,
ઘડીમાં હરે કષ્ઠ કોટી અપારી. ૧૦૭
નથી શકતી કોની કદા એ સમાણી,
નથી બુદ્ધિ આ જક્તમાં અન્ય જાણી;
નહી કામ તેવાં કરે કોઇ શુરો,
નથી નીપજ્યો સૃષ્ટિમાં કોઇ પૂરો. ૧૦૮
કલ્પ્યામાં ન આવે કદી રૂપ તેનું,
જણાયે નહીં કેટલું જોર જેનું;
ગણાયે નહીં ગુણ તેના ઘણા છે,
કથા એ નહીં કીર્ત્તિમાં ના મણા છે. ૧૦૯
નથી પાદ તોએ ગતી તે કરે છે,
નથી હસ્ત તો વસ્ત હસ્તે ધરે છે;

નથી મુખ તો શુદ્ધ વાણી ઉચારે,
નથી નેત્ર તો ગુપ્ત સર્વે નિહાળે. ૧૧૦
નથી કર્ણ તો સર્વથી સાંભળે છે,
નથી નાક તોયે રૂડી ગંધ લે છે;
નથી દેહ તો કાર્ય રૂડાં કરે છે,
લઘુ નામથી જકત ઝાઝાં રચે છે. ૧૧૧
વળી હસ્ત કે પાદ કોટી પ્રમાણો,
વળી કર્ણ કે નાશિકા સર્વ જાણો;
શાહસ્રોસુ અક્ષી તણું દિવ્ય તેજ,
શાહસ્રો મુખે ઉચરે વાણિ એજ. ૧૧૨
પ્રભુએ પ્રભુ ઉપમા યોગ્ય નાહી,
વસ્યો સર્વ ઠામે સહુ જકત માંહી;
નહીં તે વિના ઠામકો સ્થાન ભાસે,
સહુ જકતમાં તેજ તેનું પ્રકાસે. ૧૧૩
નથી સૂર્ય કે સોમનું તેજ જ્યાંહી,
નથી વારિ કે વન્હિનું જોર ક્યાંહી;
તદા તેહ સ્થાને પ્રભુ જે વસેછે,
ગૃહે ગોચરે સર્વમાં રામ રહે'છે. ૧૧૪

## દોહરા.

એવા દીન દયાળની શકતી લહો અપાર,
રાખી ડર ઉરમા સદા સમરો સરજન હાર. ૧૧૫
સત્ય જ્ઞાન ઉર ધારિને ટાળો મન પરિતાપ,
ગોવર્ધન ગુણ ધારતાં ટળે સર્વ સંતાપ. ૧૧૬
દેહ આત્મા જીવ શીવનો થાયે મન વિવેક
ગોવર્ધન ઉર સર્વદા ધરો રામનો ટેક. ૧૧૭
જ્ઞાન એજ પ્રભુ નામનું સત્યા સત્ય જણાય,
અમર થાય એ અવનીમાં રૂપે રૂપ સમાય. ૧૧૮
સેતુ આ સંસારનો જાણો સત્ય 'પ્રકાર,
ભણે સુણે જે ભાવથી ઉતરશે ભવ પાર' ૧૧૯

